# થીઓસોફી વિષે કાંઈક ખુલાસો.

લખનાર :-

પેસતનજી ધનજીભાઈ મહાલક્ષ્મીવાળા.



[ ચેરાગ ચોપાન્યાં ઉપરથી. ]



સુરત :

ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસ.

૧૯૧૮.

આ પુસ્તક સુરત મ્યુનિસિપલ આફીસની સામે કૈઝરના દરિયા મ્હેલમાં આવેલા "ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ" માં ઉતમરામ ઉમેદરામ રેશમવાળાએ છાપ્યું, અને નશરવાનજી ફરામજી બીલીમોરીયાએ "ચેરાગ" ઓફીસ, વાઘરેચ, તાલુકે વલસાડમાં પ્રસિદ્ધ કીધું છે.

# થીઓસોફી વિષે કાંઈક ખુલાસો.

લખનાર—પેસતનજી ધનજીભાઇ મહાલક્ષ્મીવાળા.

## ૧.—થીઓસોફી—એ શું છે?

થીઓસોફી એ શું છે તે સમજવા માટે તેનો શબ્દાર્થજ પુરતો છે. થીઓસોફી એ બે ગ્રીક શબ્દો—**Theos**=**God**, ખુદા, અને **Sophia**=**Wisdom**, જ્ઞાન ઉપરથી નિકળેલો એક ઇંગ્રેજી શબ્દ છે. અને તેનો અર્થ ખુદાઈ જ્ઞાન, બ્રહ્મવિદ્યા, આત્મવિદ્યા, ખુદાશનાસી વિગેરે, એટલે ખુદાને પીછાનવાનું જ્ઞાન, થાય છે. અને ખુદાજ સઘળાનું મૂળ છે. તે સર્વવ્યાપક છે એટલે તેના વિષેના જ્ઞાનમાં સઘળું આપમેળે સમાઈ જાય છે. માણસને જે કાંઇ જાણવાનું છે, સમજવાનું છે, શીખવાનું છે, ભોગવવાનું છે, અમલમાં મુકવાનું છે, તે સઘળું તેમાં આવી રહે છે. હરકોઈ પણ વિદ્યા, શાસ્ત્ર, ફીલસુફી કે ધર્મ, કુદરતની દરેકે દરેક પેદાયશ, ખાકી કે મીનોઇ, પ્રગટ કે અદ્રશ્ય, ટુંકમાં આખું જગત, તેની ઉત્પત્તિ, તેનું કારણ અને તેનું છેવટ એ સઘળાં વિષેનું જે કાંઈ પણ જ્ઞાન તે સર્વ થીઓસોફીના અપાર સમુદ્રમાં જઇ મળે છે.

થીઓસોફીનો આવો ઓહળો અર્થ થાય છે ખરો, પણ સાધારણ રીતે તેવા અર્થમાં તે શબ્દ હાલ વપરાતો નથી, અને કાંઇક સાંકડી હદમાં તેનો ઉપયોગ થતો દીઠામાં આવે છે. ખુદા શું છે, તેની કુદરત કેવી છે, માણસ શું છે, તેનું મૂળ શામા છે, તેની સરજત શી છે, તેની મતલબ શી છે, ખુદા સાથનો તેનો સંબંધ કેવો છે, વિગેરે બાબદો વિષે ધર્મની મારફતે, શાસ્ત્ર આધારે, ફીલસુફી પ્રમાણે અથવા તો વિદ્યાની મદદથી જમાનાઓ અને જમાનાઓ થયા ભાત ભાતના ખુલાસાઓ અપાતા રહ્યા છે, ભિન્ન ભિન્ન પ્રકારની તર્કો ચાલી રહી છે, અને તરેહવાર વાદવિવાદ થતી આવી છે, અને જે જાણવાને માટે માણસજાત હરેક પ્રકારે તજવીજ કરતી રહી છે, તે જ્ઞાન તે થીઓસોફી, ખુદાશનાસી, બ્રહ્મજ્ઞાન તરીકે ખાસ કરીને ઓળખાય છે.

જેમ બીજી વિદ્યાઓના સંબંધમાં કરવામાં આવે છે તેમ સામાન્ય લોકને માટે થીઓસોફી એ જગત રચનાના એક અક્કલ પસંદ તર્ક તરીકે રજુ કરી શકાય, જો કે ખરી રીતે જોતાં તો તે માત્ર તર્ક નહીં,

પણ કુદરતના અચળ સિદ્ધાંતોનું શાસ્ત્ર અને ખરી વિગતોથી ભરપુર એક સંપૂર્ણ વિદ્યા છે કે જેનાથી કુદરતની દરેક પેદાયશના સંબંધમાં મન માનતો ખુલાસો મેળવી શકાય છે. અને જેઓ તે સમજવાને માટે લાયક થવાની મહેનત લેવાને તૈયાર અને આતુર છે તેઓ બીજી કોઈ પણ વિદ્યાની પેઠે એ વિષે પણ અભ્યાસ, અખ્તરાઓ અને અવલોકનથી તેનો અનુભવ મેળવી પોતાની ખાતરી કરી શકે છે. પણ જેમ બીજી બાબદો માટે છે તેમ થીયોસોફી સમજવા માટે પણ અધિકારી થવાની એટલે તેને માટે પણ યોગ્યતા મેળવવાની જરૂર છે. તે કાંઈ જેમ ન્યુસપેપરો અને નોવેલ્સ વાંચવામાં આવે છે તેવી રીતે તેના સંબંધમાં કામ લઈ માત્ર ઉપર ટપકેના વાંચન ઉપરથી લઈ દોડેલા વિચારોથી મેળવી શકાતી નથી, પણ તેને માટે તો જીંદગી ભરનો ઉંડો અને બારીક અભ્યાસ અવશ્યનો છે.



## ૨.—સાધારણ રીતે થીયોસોફી વિષે ભુલભરેલા વિચારો.

"થીયોસોફી" શબ્દ હાલમાં સાધારણ થઈ પડેલો છે ખરો, પણ તેનો અર્થ થોડાઓજ સમજે છે અથવા તો તે સમજવાની કાળજી કરે છે.

મૅડમ બ્લાવૅટસ્કી અને કર્નલ ઑલકૉટના આ દેશમાં પગ મૂકવાની સાથે જેવું થીયોસોફી શબ્દ ઉપર લોકોનું ધ્યાન ખેંચાવા માંડયું કે તેઓએ પોતાની પ્રકૃતિ અને આચાર વિચાર પ્રમાણે તેને ભિન્ન ભિન્ન પ્રકારનાં ખરાં, ખોટાં, ભૂલ ભરેલાં, હસવા જેવાં વિચીત્ર પ્રકારના અને મોટે ભાગે સચ્ચાઈથી વેગળાં રંગ રૂપે ઓળખવા માંડી, અને તે અનુસાર તેને વખાણવાનું, વગોવવાનું કે તેના તરફ તુંચ્છકારની નજરે જોવાનું આજ પર્યંત ચાલુ રહેલું જોવામાં આવે છે.

એક તરફથી જાદુ મંત્ર, ઢોંગ ધતુરા, ભુત ભમાડા વિગેરે વિષેના લોકોના જે કાંઈ ખરા ખોટા અને ભૂલ ભરેલા ખ્યાલો છે તે સઘળાનો ટોપલો થીયોસોફીને માથે ચઢાવવામાં આવે છે, જ્યારે બીજી તરફથી ફીલસુફી, માણસ અને કુદરત વિષેનું જ્ઞાન, ધર્મ અને તેના ભેદો સમજવાની ચાવી, માણસની વૃદ્ધિમાં આગળ વધવામાં મદદ કરનારૂં અને તેની સરજત પીછાનવાના સાધન એ સઘળું તેમાં સમાઈ ગયલું માનવામાં આવે છે. કોઈ થીયોસોફીને માણસ જાતની વૃધ્ધિમાં અટકાવ નાંખનાર અને તેને સુધારામાં પાછળ નાંખનાર ગણી તેને વેહેમના ગારમાં હોમાવી

આગલી જંગલી હાલત તરફ લઇ જનાર લેખે છે, તો વળી કોઈ તેને માણુસ જાતને તેની સરજતે લઇ જવાના સાધન અને તે પુગવાનો માર્ગ દેખાડનાર જ્ઞાની ભોમીયો સમજે છે.

એક ગમથી તેના કોઈ તેવા અભ્યાસીની ચાલચલણમાં જોવામાં આવતું કાંઈ પણ ચક્કમપણું, ચાલુ રસમથી જુદા પડતાં કાંઇ પણ આચારવિચાર, અથવા રીતભાત, કમસમજ, મૂર્ખાઈ, અજ્ઞાનપણું કે બીજાં કાંઇ કારણોથી તેનામાં દીઠામાં આવતું કાંઈ પણ વાહીયાતપણું વિગેરે સઘળાંનો દોષ થીયોસોફીને માથે ચઢાવવામાં આવે છે, તો વળી બીજી તરફથી ભલી, સાદી, ધાર્મીક અને પરમાર્થીક જીંદગી ગુજારવાની તજવીજ કરનારાઓ ઉપર થીયોસોફીનો છાયો પડેલો માનવામાં આવે છે.

કોઇ થીયોસોફીને ધર્મનું ડૂબાડૂબ કરનાર લેખી તે માણુસને નાસ્તીક-પણા તરફ દોરવી લઇ જતા ભાળે છે તો કોઈ તેને ધર્મોનું મૂળ ધારી, તેને ખરી સમજ આપનાર માની, માણુસને ખુદાઈ માર્ગે ચલાવનાર સમજી તેને આવકારદાયક લેખે છે.



## ૩—થીયોસોફી વિષેના જુદા જુદા ખ્યાલોનું કારણ.

થીયોસોફી આપણી સામે આ પ્રમાણેના ભાતભાતના રંગરૂપમાં દેખાવ દે છે તેનું કારણ તે વિષેના આપણા પોતાના વિચારોના હેરફેરમાં સમાયલું છે, અને નહીં કે ખુદ થીયોસોફીમાં. માણુસ જાતમાં સમાયલા અસંખ્ય લોકો વૃધ્ધિની એકસરખી સપાટી ઉપર ઉભેલા અને આચાર-વિચાર, લાગણી વિગેરેમાં એકસરખી પંકતિના છે એમ તો નથીજ. માણુસખાઉ જેવી જંગલી કોમો અને સુધારા વધારામાં આગળ વધી ગયલી પ્રજાઓ જો કે એકી વેળાએ આ પૃથ્વી ઉપર હસ્તી ભોગવતી જોવામાં આવે છે, પણ તેઓ એકસરખાં દેખાય એમ તો નથીજ. અને આ બે સામસામા છેડાઓની વચમાં વૃધ્ધિના તરેહવાર પ્રકારના ચઢઉતર પગથી-યાંઓ ઉપર જુદી જુદી કોમો અને પ્રજાઓ ઉભેલી દીઠામાં આવે છે. એટલુંજ નહીં પણ એક પ્રજા અથવા કોમ તો શું, પણ એક કુટુંબ વટીકમાં સમાયલાં માણુસોની વૃદ્ધિમાં પણ તફાવત પડતો માલમ પડે છે. એટલે તેઓ જે પગથિયાં ઉપર ઉભા હોય તે અનુસાર તેઓની પ્રકૃતિ, આચારવિચાર, સમજ શકિત, વિગેરેમાં ફેર પડવોજ જોઇએ. આ કારણને લીધે અમુક બાબદ સઘળાંઓ એકસરખી રીતે સમજી શકે, અમલમાં

મેલી શકે અથવા તો તેઓને તે અનુસરતી થઈ પડે, એ બનવાજોગ નથી. તેઓ તો તેને માત્ર પોતાની પ્રકૃતિ યા ખાસિયત અને સમજશકિત પ્રમાણેનુંજ રંગ રૂપ આપી શકે એમ છે. આ નિયમ થીયોસોફીના સંબંધમાં પણ લાગુ પડે છે, એટલે સ્વભાવિક રીતેજ સઘળાંઓ તેને એકસરખી નજરે જોઈ શકતાં નથી.

વળી સાધારણ રીતે કોઇ પણ બાબદનો માત્ર અમુક અને ઘણી વેળાએ તો તેનો માત્ર નજીવો જેવોજ ભાગ આપણે જાણી અથવા સમજી શકીયે છિયે, અને સાથે આપણુને જે રૂચતું આવે તેજ માત્ર ખરૂં હોવું જોઇએ એમ માની લઈ આપણી પ્રકૃતિ અનુસાર આપણે પોતેજ બાંધી લીધેલી સાંકડી હદની બાહેર જે કાંઈ દીઠામાં આવે છે તે સઘળાંને આપણે ખોટું અને નુકશાનકારક ધારી લઇયે છિયે, એટલુંજ નહીં, પણ આપણે ઉભી કીધેલી મનની કિલ્લેબંધીની પેલે પાર જવામાં રખે કાંઇ જોખમ આવી પડે એવી બિહિકથી જાતે બાહેર તપાસ કરવા જવાની હિમત કરતાં નથી તો નથી, પણ ઘણીક વેળાએ તો એ કિલ્લાની બારીની બાહેર ડોકયું કહાડવાની પણ મેહેનત ન લેતાં, અંદર બેઠાં બેઠાંજ કાંઈ પણ પાયા, ખબર કે સમજ વગર બાહેર તો એમ હોવુંજ જોઇએ અને તેમ થવુંજ જોઇએ એમ માની તે ઉપરથી માત્ર આપણા પોતાનાજ મનના તરંગો ઉભા કરી તે સામે ફોકટની લડત ચલાવવામાં આપણે વખત ગુમાવીયે છિયે.

થીયોસોફી એ કુદરતનો ભેદ અને કરામત સમજવાની ચાવી છે. અને સાધારણુ રીતે તે સમજવી મુશ્કેલ છે તેને માટે ઉંડા અને લાયક અભ્યાસની જરૂર છે. પણ મોટે ભાગે તેવો કશો પણ અભ્યાસ તો શું પણુ તેને લગતા વાંચનની પણ ગેરહાજરીમાં માત્ર ઉપર ટપકેથી લઈ બાગેલા બજારૂ વિચારો ઉપરથી તેને લેભાગુ રીતે સમજી તેના રંગ રૂપને વખોડવામાં આવતા જોવામાં આવે છે. પણુ જેઓ તેના વિષેની ખરી હકીકત મેળવવાની કાંઈ પણ મહેનત લે છે, જેઓ તે શું છે તે જાણુવાની કાળજી ધરાવે છે, તેઓ તો તેના અભ્યાસ પછી તેની ખરી ખુબી પીછાનતાં થઇ તેને વખાણે છે.

## ૪.—થીયોસોફીની ઉત્તપતિ.

જેમ સવાલ કરવામાં આવે છે તેમ, **જો થીયોસોફી ઘણા કાળની જુની છે તો તે આજ સુધી છુપાઇ કયાં રહી હતી?**

જો થીયોસોફી એ ખુદાઇ જ્ઞાન હોય તો તેની હસ્તી તો જગતના પેદા થવાની સાથેજ હોવી જોઇએ, તો પછી રહી રહીને તે ઇસ્વી સનની ૧૯મી સદીની લગભગ આખેરીએ કયાંથી જાહેરમાં આવી? શું જુગ જુગ જમાનાઓ જે વહી ગયા તે સઘળા માત્ર અંધકારનાજ હતા કે? ખચીતજ નહીં. થીયોસોફીની હસ્તી તો જગતની શરૂઆતથીજ છે. વખતના વહેવા સાથે માણસની વૃધ્ધિમાં ફેર પડયો જાય છે એટલે તેને અનુસરીને થીયોસોફી તેમની સામે રજુ કરવામાં આવે છે. આ કારણને લીધે તેના રંગરૂપમાં ફેરફાર થતો રહે છે, પણ તે કોઇને કોઈ આકાર અને પ્રકારે આપણી સામે ખડી તો રહે છેજ.

સઘળા ધર્મોનું મૂળ થીયોસોફીમાંજ છે; જુદી જુદી ફીલસુફીઓનો પાયો તેની ઉપરજ રચાયલો છે. મીસરના હાયરોફન્ટસ કહો, ખાલડીયા અને બૅબીલોનના દાનાવો કહો, ઇરાનના મેજાઇઓ કહો, યાહુદીઓના રાબીઓ કહો, હિંદના ઋષિ મુનીઓ કહો, ચીનના સંતો અને ક્રીશ્ચીયનોના નોસ્તીકો કહો, મુસલમાનોના સુફીઓ કહો, ફ્રીમેશનરીના સ્થાપકો કહો કે હરકોઈ પીર પેગામ્બર, સેઇન્ટ, સાધુ, જ્ઞાની, કે મહાત્મા કહો, તે સઘળાંઓનું જ્ઞાન થીયોસોફીમાંજ છે. દેશકાળ અને સ્થીતિ પ્રમાણે તેઓ સઘળાં મારફતે જુદા જુદા પ્રકારે, વધતા અથવા ઓછા પ્રમાણમાં વધારે સ્પષ્ટ રીતે કે ગુહ્ય પ્રકારે તે પ્રગટેલી દીઠામાં આવે છે, અને જો કે તેથી તેના નામ અને અસરોમાં દેખીતો ફેર માલમ પડે છે ખરો, પણ ઉંડાણમાં ઉતરતાં તે સઘળાનું મૂળ એકજ જોવામાં આવે છે.

વળી જેમ ધારવામાં આવે છે તેમ "થીયોસોફી" શબ્દ એ કાંઇ માત્ર આજ કાલનો નવો ઉગી નિકળેલો નથી, પણ ઈસ્વી સનની ત્રીજી સદીમાં એમોનિઅસ સાકાસ નામના એક ઍલેક્ષાન્ડ્રીયન ફીલસુફ અને તેના ચેલાઓએ તે વાપરેલો દીઠામાં આવે છે. તે પછી તે વપરાતો બંધ પડયો હતો, જે થીયોસોફીકલ સોસાયટીની સ્થાપના પછી તેને ઇંગ્રેજી

રૂપે પાછો સજીવન કરવામાં આવ્યો છે. એ જ્ઞાન ગમે એ નામોએ ઓળખાતું આવ્યું હોય તોપણ જો આપણે જુદા જુદા દેશોની તવારીખ, પુરાણોમાં પુરાણા કાળનું સાહીત્ય, દંત કથાઓ, ફીલસુફીઓ અને ધર્મો તપાસીશું તો તેમાં તેની હસ્તી કોઇને કોઈ પ્રકારે પ્રગટેલી જોવામાં આવેછેજ.



## ૫.—સઘળા ધર્મોનું મૂળ થીયોસોફીમાં કાંય?

જેમ કહેવામાં આવે છે તેમ, **થીયોસોફી જો સઘળા ધર્મોનું મુળ હોય તો તેઓમાં એક સરખાપણું હોવું જોઇએ. પણ સાધારણ નજરે જોતાં તેમ તો દીઠામાં આવતું નથી તો તેનો ખુલાસો શો?**

સઘળા ધર્મોનું મૂળ એક હોવા છતાં તેઓમાં જે તફાવત જોવામાં આવે છે તે તેમના બાહેરના રંગરૂપને કારણે છે. તેમના મૂળ તત્વોમાં બારીકાઇથી જોતાં તેવો તફાવત દીઠામાં આવતો નથી. દરેક ધર્મની મૂળ મતલબ માણસને તેની વૃધ્ધિનો માર્ગ દેખાડી તે માર્ગે ચલાવનાર તેના ભોમિયા રૂપ થઈ, તેની સરજતને છેડે લઈ જવાની છે અને સઘળાં માણસોની સરજત એકજ છે એટલે તે દેખાડનાર ભોમિયાઓની રાહબરીમાં ઉલટા સુલટી પણું તો હોઈ શકેજ નહીં. તે છતાં જુદા જુદા ધર્મોમાં જોકે દેખીતો ફરક યા તફાવત જોવામાં આવે છે ખરો પણ તે તેઓ જે પાયા ઉપર રચવામાં આવ્યા છે તે પાયાના હેરફેર પણાને લીધે નહીં, પણ જેઓને માટે તેની ઉપર ઇમારતો ઉભી કરવામાં આવી હોય છે, તેમની હાલતના ફેરફારોને કારણે છે. માણસ જાત વૃદ્ધિના એક સરખાં પગથિયાં ઉપર નથી, પણ તે ચઢ ઉતર પગથિયાંઓ ઉપરથી પસાર થઇ આગળ વધતી જાય છે. એટલે જે ધર્મ શિક્ષણ અમુક પગથિયાં ઉપર ઉભેલાંઓને અનુસરતું થઈ પડે છે તે તેઓથી જુદા તબક્કા ઉપર આવી ચઢેલાંઓને બંધબેસ્તું નહીં થઈ પડે એ તો સ્વાભાવિકજ છે. વૃધ્ધિના છેક નિચલાં પગથિયાં ઉપર ઉભેલી એક જંગલી પ્રજા સનમુખ એક ફીલસુફી ભરેલો ધર્મ રજુ કરવાથી તેનું કશું સાર્થક થાય એમ નથી; ઉલટું તેને માટેની કમ સમજથી તેનો ગેરઉપયોગ થવે અર્થનો અનર્થ થઇ તેથી નુકશાન થવાના સંજોગો ભેગા મળે છે. તેની સામે તો તેની હાલત કરતાં કાંઇક

ઉંચ પગથિયાં ઉપર ચઢવાને મદદ કરે અને તે ઝાઝી મુશકેલી વગર સ્વિકારી શકે એવા સાદા નીતિના પાઠો ધર્મના ફરમાન તરીકે રજુ કરવામાંજ તેનું સાર્થક થાય એમ છે. જ્યારે વૃધ્ધિની હરોળમાં આવી પુગેલાંઓને માટે તો તેના આગળ વધેલા સંસાર, મનશકિત અને ખીલેલી આત્મીક વૃત્તિઓને સંતોષ મળે એવો ઉંડો, ફીલસુફી ભરેલો ધર્મ ધરવાની જરૂર રહે છે. સમુદ્ર તીરે, ટાપુ ઉપર વસતા, પહાડી મુલકમાં રહેતાં, સપાટ જમીન ઉપર જીંદગી ગુજારનારા અને રેતાળ મૂલકમાં વાસો કરનારાઓને માટે એકજ પ્રકારનું મુસાફરીનું સાધન અનુકુળ નહીં થઇ પડે એ દેખીતુંજ છે. સંજોગો પ્રમાણે મુસાફરી કરવા માટે તેવાં જુદાં જુદા પ્રકારના સાધનો અવશ્યના છે. જો કે તે સઘળાંની મૂળ મતલબ તો મુસાફરી કરવાની જોગવાઇ પુરી પાડવાની હોય છે. તેમજ સઘળા ધર્મોની મતલબ એકજ હોવા છતાં અને તેઓ એકજ મૂળમાંથી ઉગી નિકળેલા હોવા છતાં જેઓને માટે તે સ્થાપવામાં આવે છે તેઓની વૃધ્ધિના પ્રમાણમાં દેશ, કાળ અને સ્થીતિ અનુસારજ નહીં, પણ જેઓ મારફતે તે તેમની સામે ધરવામાં આવે છે તેઓની તેવાં જ્ઞાનીઓ માહેલી પંકિત, તેમના જ્ઞાન અને પ્રકૃતિ પ્રમાણે પણ તેઓમાં વધતો ઓછો ફેર પડતો જોવામાં આવે છે. પણ તે ફેર ધર્મના બાહેરના રંગ રૂપમાં છે—તેના ભિત્તરમાં નહીં. ગંગા, જમના, બ્રહ્મપુત્રા, સીંધું વિગરે નદીઓનું મૂળ હિમાલય પર્વત છે, છતાં તેઓ જે પ્રકારના મુલકમાંથી પસાર થાય છે તે પ્રકારનો આકાર તેમને મળે છે, તેમજ તેમના પાણીઓના ગુણમાં ફેર પડે છે. તેજ પ્રમાણે સઘળા ધર્મો એકજ મૂળમાંથી નિકળતા હોવા છતાં જે પ્રકારના લોકોમાં તેનો પ્રસાર થયલો હોય છે અને જેઓની મારફત તે તેમને મળેલા હોય છે તેમને અનુસાર તેઓ રંગ રૂપ પકડે છે.

### ૬– જો સઘળા ધર્મોનું મુળ એકજ છે તો પછી દરેક ધર્મવાળાઓ પોતાનાજ ધર્મને સર્વથી શ્રેષ્ટ માને છે તેનો ખુલાસો શો?

જુદા જુદા ધર્મો માણસની વૃધ્ધિના જુદા જુદા તબકકાઓ દેખાડે છે, અને જેઓની વૃધ્ધિ તેને અનુસરતી હોય છે તે પ્રમાણે તેઓને તે ધર્મમાં જન્મ આપવામાં આવે છે. એટલે સાધારણ રીતે તો જે ધર્મમાં આપણે જન્મ લીધો હોય તે ધર્મ આપણી વૃધ્ધિને માટે જરૂરનો હોવો જોઇએ, તેથી તે નજરે જોતાં આપણ પોતાને માટે તો

આપણો પોતાનો ધર્મ શ્રેષ્ટ લેખાવોજ જોઇએ. એટલે જેઓ પોતાના ધર્મને બીજા ધર્મો કરતાં ચઢિયાતો લેખે છે તેઓ તેમ કરવામાં વાજબીજ છે અને પોતાની વૃધ્ધિને માટે તેમ કરવું એ તેમના લાભનુંજ છે. અને જો અહીંજ અટકવામાં આવતું હોય તો તે ઘટતુંજ છે. પણ સાધારણ રીતે તેમ બનતું દીઠામાં આવતું નથી.

એના સંબંધમાં જે ભૂલ કરવામાં આવે છે તે એ છે કે આપણો ધર્મ જે આપણે પોતાને માટે શ્રેષ્ટ છે તે બીજાઓને માટે પણ તેમ એક સરખો હોવો જોઇએ એમ માની લઇએ છિયે; અને દરેકનો ધર્મ તેની વૃધ્ધિને માટે અવસ્યનો હોવાથી તેને માટે તો તે શ્રેષ્ટ ગણવોજ જોઇએ એ અગત્યનો સિધ્ધાંત પડતો મુકી, મારૂં તેજ માત્ર સારૂં, બીજાંનું તે નઠારૂં, એવા અભિમાનથી ગુચવાઇ નાહકનો બખેડો ઉભો કરીયે છિયે.

યુનીવર્સીટીની મૂળ મતલબ ઉંચ કેળવણીનો પ્રસાર કરવાની છે, પણ તે માત્ર એકજ સાધન મારફતે આપવામાં આવતી નથી; તેની જુદી જુદી પરિક્ષાઓ માટે જુદા જુદા અભ્યાસક્રમો મુકરર કરવામાં આવે છે; પણ એનજીનિયરીંગના અભ્યાસને માટે તેને લગતો ક્રમ જરૂરનો હોવાથી. વૈદાંને લગતો ક્રમ તેને લગતા અભ્યાસને માટે ઉતરતો અથવા નકામો ઠરતો નથી. તેમજ **ધર્મ**ના સંબંધમાં પણ છે.

આપણી સરજતની ટોચે પહોંચવા પેહેલાં આપણને અનેક પ્રકારના સદ્દગુણો અને શકિતઓ ખીલવવાનાં છે અને તે સઘળાં એકી વેળાએ સામટાં આપણાથી હાથ ધરી શકાય એમ નથી. સાધારણ રીતે તો તેઓ એક પછી એકજ ખીલવી શકાય છે.

હવે જો કે સઘળા ધર્મોનું મૂળ એકજ હોવા છતાં દરેક ધર્મમાં અમૂક બાબદ ઉપર વિશેપ ભાર મુકેલો દીઠામાં આવે છે—જેમકે જરથોસ્તી ધર્મનો પાયો જ્યારે **અશો**—ઇતનની, કાર્યોની, વાસનાઓની, મનની, અને ઇચ્છાની પવિત્રતાઈ—ઉપર રચાયલો છે; ત્યારે હિંદુ ધર્મમાં છેક નજીવામાં નજીવાં પ્રાણીથી આગળ વધતાં માણસ અને તે પછીની અણદીઠ હસ્તીઓ અને શકિતઓને લઇ ઇશ્વર પર્યંતની સઘળા પ્રકારની ફરજો સમાઇ જાય છે; જો ઇસલામી ધર્મમાં ખુદાની ઐકયતા ઉપર ભાર મુકવામાં આવ્યો છે તો ખ્રીસ્તી ધર્મમાં પ્યાર પ્રગટી રહેલો દીઠામાં આવે છે, જ્યારે બુધ ધર્મમાં દયાનો પમરાટ ચોમેર ફેલાઈ રહેલો છે. એટલે તે ધર્મોમાંથી પસાર થતાં તેમની મારફતે મેળવી શકાતા સદ્દગુણો અને શકિતઓ ખીલવવાની જોગવાઈ મળે છે.

જ્યારે એમ છે ત્યારે આપણને પણ પોતાનાથી જુદા ધર્મોને વખોડવાનું, વગોવવાનું અથવા તો તેમને તોડી પાડવાનું કશું એ કારણ નથી. સામું તેઓમાંથી જે કાંઈ પણ આપણી વૃદ્ધિને માટે ઉપયોગી થઈ પડે તે સઘળું ગ્રહણ કરી આપણા ધર્મને વધારે પ્રફુલીત કરવામાં આપણને લાભજ છે. ગમે એવો મધુર આવાજ એકસરખો સાંભળતાં આપણે કંટાળીશું પણ તેમાં જુદા જુદા પ્રકારની રાગ રાગણીઓ મેળવતાં તેની મધુરતામાં કાંઈ પણ ખામી ન આવતાં સામો તેથી મળના આનંદમાં કાંઈ ઓર તરાહનો વધારો થાય છે.



## ૭—થીઓસોફી સઘળા ધર્મોનું મૂળ હોવા છતાં સાધારણ રીતે દરેક ધર્મવાળાઓ તેને પોતાના ધર્મ વિરૂદ્ધ જતી લેખે છે તેના કારણો.

સઘળા ધર્મો જો કે થીઓસોફીમાંથી વહેતા ઝરાઓ લેખે છે, છતાં આ પણ તેટલુંજ ખરૂં છે કે દરેક ધર્મવાળાઓ સાધારણ રીતે તેને પોતાના ધર્મ વિરૂધ્ધ જતી લેખી કાંતો નહિ તો તે તરફ અણગમાની નજરે જોય છે. આ વિરૂદ્ધતાનું મૂળ ધર્મ વિષેની સમજફેરમાં મોટે ભાગે સમાયલું દીઠામાં આવે છે

ધર્મ એ કાંઈ માત્ર નીતિના સબકોમાંજ આવી રહેતો નથી—તે તો તેનો માત્ર એક ભાગ છે. તે કાંઈ તેની નેમ નહી પણ તેનુ એક સાધારણ સાધન છે. આપણી આત્મીક શક્તિઓ ખીલવી તે માફક તે આ ખાકી અને મીનોઇ દુનિયા વચ્ચના આપણા સંબંધનો માર્ગ દેખાડી આપણને આપણી સરજતે પુગાડવાનું તે એક મહત્વનું શાસ્ત્ર છે. એટલે તે અનુસાર તેને લગતાં ક્રિયા કામો અને ભેદોનો તેમાં સમાવેશ થઈ જાય છે. હવે તે ધર્મના સ્થાપનાર અને તેના જાની સમ ગમમાં આવેલા તેના ચેલાઓ વિગેરેની હૈયાતીમાં, તેમજ તે પછી કેટલોક વખત સુધી તો, તે ક્રિયા કામો અને ભેદોના ખુલાસાઓ વિગેરે તેમના તરફથી જાતી અનુભવ, અવલોકન અને જ્ઞાનના આધારે મળતાં રહે છે. એટલે તે ધર્મની સ્થાપના પછી જ્યાં સુધી તેની ખરી સમજ આપનારાઓ હસ્તી ધરાવતા હોય છે ત્યાં સુધી તે ખીલતો રહી તેમાં પ્રસંગાનુસાર ઘટતો ફેરફાર થતો રહે છે. પછી વખતના વેહેવા સાથે તેના સ્થાપક અને તેનું પુર્ણ જ્ઞાન ધરાવનારા જ્ઞાનીઓ જેમ જેમ તેથી અલગ થતા જાય છે તેમ તેમ તે ધર્મના ભેદો અને ખુબીઓ સમજનારાઓની ગેરહાજરીમાં, રખે ભુલમાં

વગર સમજે કાંઇ ખોટું થઇ જાય અને તેને આંચ આવે, એવી બીહિકથી તે વેળાએ તે ધર્મે જે રૂપ ધારણ કીધું હોય છે તેનેજ વળગી રહેવામાંજ તે ધર્મ માનનારાઓ ડહાપણ સમજે છે. તે ધર્મ સમજવાના ખરા જ્ઞાનની ગેરહાજરીમાં તેની સલામતી માટે આ પગલું અવશ્યનું છે ખરૂં—કારણ કે નહી તો જેને ગમે તે ખુશીમાં આવે તેમ વગર સમજે તેમાં ફેરફાર અને "સુધારો" કરવા જતાં તે ભાંગી પડવાનો ભારે જોખમ ઉભો થાય છે—પણ તેમ વળી તે પ્રમાણે કામ લેવા જતાં તેમાં જે નુકસાનકારક તત્વ દાખલ થાય છે તે એ છે કે તેથી તે ધર્મ વખતાનુસાર ખીલતો અને આગળ વધતો અટકી પડે છે, અને તે માનનારાઓમાં તે વિષેના જાતી અનુભવથી મેળવેલાં જ્ઞાનની ગેરહાજરીમાં માત્ર આગલા વખતથી ચાલતી આવેલી રસમો અને તેમની સમજ અને તર્કો પ્રમાણે ઉભા થયલા રીવાજો વિગેરેના પડો ધીમે ધીમે તેની આસપાસ ફરી વળી તેને એવું તો જડ અને સાંકડું રૂપ આપી દે છે કે તે કોટલામાંથી તે ધર્મની અસલ ખુબીઓનો કાંઇક અંશ પણ ભાગ્યેજ બહાર દેખાવ દઇ શકે છે, એટલે ધીમે ધીમે લોકો તે કોટલાંનેજ અસલ ધર્મ માની તે આધારે કામ લેતાં રહે છે.

જેમ સઘળી વસ્તુઓના તેમજ ધર્મના પણ આ પ્રકારના બે પાસાં રહે છે. એક તેનું બહારનું રૂપ અથવા કોટલું અને બીજું તેની અંદર ક્રિયા કરી રહેલી શકિત અથવા જીવ. જીવનું મુળ મીનાઇ હોવાથી તે હંમેશાં જીવતો જાગતો અને ખીલતો અને આગળ વધતો રહે છે. જ્યારે કોટલું ખાકી હોવાથી તે અમુક હદમાં સંકોચાએલ રહે છે, અને ચોકસ કારણોને લીધે તેમાં સમાયલી શકિત તેમાંથી નિકળી જાય છે અથવા તો તે તે શકિતની વધને પુગી વળવાને બીનઅનુકુળ અથવા તો અશકત થઇ પડે છે તો તે ધીમે ધીમે નાશ પામે છે. હવે જેઓ ધર્મના બહારના રૂપનેજ ધર્મ તરીકે લેખે છે અને તેની અંદરના જીવની ખીલવાની શકિતને ધ્યાનમાં ન લેતાં માત્ર તેના કોટલાંનેજ વળગી રહે છે તેઓ થીયોસોફી જે ધર્મોના જીવનું સ્વરૂપજ છે તેને ધર્મની વિરૂધ્ધ જતી ભાસે છે. કારણ કે ધર્મની આસપાસ વખતના વહેવાથી નકામાં થઇ પડેલા રીવાજો, અને ભુલ ભરેલા વિચારો વિગેરેનાં પડો તો થીયોસોફીની રોશનીના પ્રકાશથી વિખરાતાં જાય છે એટલે તેવાં પડોને ધર્મ તરીકે માની લેનારાઓને થીયોસોફી પોતાના 'ધર્મ'ની વિરૂદ્ધ જતી દેખાય છે, પણ માત્ર ધર્મના કોટલાંનેજ અગત્યતા ન આપતાં જેઓ ધર્મના

જીવને વિશેષ ગણે છે તેઓ તો થીઓસોફીમાં ધર્મની વિરૂદ્ધતા નહીં પણ તેની ઉપર પ્રકાશ નાંખનાર અને તેના ભેદોનો ખુલાસો કરનાર અને સમજાવનાર તરીકે જોય છે.



**૮—જેમ કહેવામાં આવે છે તેમ થીયોસોફી જો ખુદાઇ જ્ઞાન છે અને તેમાં સઘળી વિદ્યા સમાઈ જાય છે તો હાલની વિદ્યા જે ઘણી આગળ વધેલી લેખાય છે તો તેનો સ્વિકાર નહી કરવાનું કારણ શું?**

હાલની વિદ્યા, ખરૂં છે કે, થીયોસોફીથી કાંઇક જુદી પડતી હોય એમ સપાટી ઉપરથી દેખાય છે: પણ તેનું કારણ થીયોસોફીની ખામીમાં નહીં, પણ હાલની વિદ્યા ગમે એટલી આગળ વધેલી દેખાતી હેય તે છતાં તેના અધુરાપણામાં છે. હાલની ગમે એવી આગળ વધેલી વિદ્યા લઇશું તોપણ તેના સંબંધમાં એટલું તો ખુલ્લુંજ છે કે તે મોટે ભાગે અપુર્ણજ દેખાશે. અને તે વિદ્યાઓનો મોટો ભાગ તો હજી માત્ર તેની બચગીમાંજ છે, અને થીયોસોફી તો જુગ જુગ જમાનાઓથી ખીલતી જઇ ઘણી આગળ વધેલી છે. એટલે આજની વિદ્યાઓની આ વિદ્યા સાથે સરખામણીમાં માત્ર આજ કાલના ઉગી નિકળેલા કણગાઓનું મળતાપણું નહીં દીઠામાં આવે તેમાં નવાઇ નહી. તે છતાં આટલું તો ખુલ્લુંજ છે કે જેમ જેમ હાલની વિદ્યાઓ આગળ વધતી જાય છે તેમ તેમ તેઓમાં થીયોસોફી
સ થનું મળતાપણું વધતુંજ જાય છે. એટલુંજ નહીં પણ થીયોસોફીના સિધ્ધાંતોની તેમના સબંધમાં મદદ લેવામાં આવે છે તો તેમની ઉપર અજવાળું પડી ઘણાએક ગુંચવાડાઓ દુર થઈ તેમને આગળ વધારી શકાય છે.

વળી તેમના આમ એક બીજાથી જુદા પડવાનું બીજું એક કારણ તેઓને એ જુદી જુદી બાજુઓથી હરકોઇ બાબતની તપાસ કરે છે તેમાં સમાયલું છે.

હાલની વિદ્યા પદાર્થ ( matter ) આકાર અથવા કોઇપણ વસ્તુના બાહ્યાં તરફથી પોતાની તપાસ આગળ લંબાવે છે. કોઇપણ અમુક બાબત હાથ ધરી તેના સંબંધમાં આપણી ઇન્દ્રીઓ અને સાધારણ શકિતઓ વડે જાણી શકાતી વિગતોની એક પછી એક બારીક

તપાસ કરતા જઇ તેમને ધીમે ધીમે ભેગી કરી [illegible] ઉપજતાં અનુમાનો ઉભાં કરી તે કદમે દર કદમ આગળ પગલાં ભરતી જાય છે, જ્યારે થીઓસોફી તે વસ્તુની અંદર સમાયલી શક્તિ અથવા જીવની તરફથી તપાસ લે છે, અને તે આધારે જે સિધ્ધાંતને તે પકડી પાડે છે તેમાં તેને લગતી જે વિગતો મળી આવે છે તે તેમાં કેવી રીતે બંધબેસ્તી થઈ પડે છે તેનો ખુલાસો આપે છે. એકનું કામ 'સરવે' (Survey) યા તપાસ કરતા જઈ કોઇ જગ્યાનો નકશો ઉભો કરવા જેવું છે, જ્યારે બીજીનું કામ એકાદ ઉંચી જગ્યા ઉપરથી તેની સામટી તપાસ લઇ એકી વેળાએ તેનું આખું ચિત્ર (Bird's-eye view) આપણી સામે ખડું કરવાનું છે. આ રીતે થીઓસોફી અને હાલની વિદ્યા એ બે જુદા જુદા પ્રકારે કામ લેતી હોવાથી તેઓમાં મળતાપણું દીઠામાં આવતું નથી. નકશો તૈયાર કરતાં સ્વભાવિક રીતેજ વાર લાગે છે, જ્યારે ફોટોગ્રાફ એક પળમાં લઇ શકાય છે. પણ હાલની આપણી વૃધ્ધિમાં નકશા મારફતે કામ લેવાનું આપણને વધારે અનુકુળ પડતું હોવાથી, તે પુરા થતાં સુધી તેના અધુરાપણાંનો ખ્યાલ ન રાખતાં આખા ચિત્ર સાથે તેનું મળતાપણું નહીં દીઠામાં આવવાથી આપણે તે ચિત્રને કોરે મુકીને કામ લેવામાં આગળ વધતું લેખીએ છીએ, પણ જેમ જેમ નકશા ઉભા કરવાના પોતાના કામમાં આગળ વધતા જાય છે તેમ તેમ તે થીઓસોફીએ રજુ કીધેલાં સંપુર્ણ ચિત્રોને વધારે અને વધારે મળતા આવતા દેખાય છે. અને તેમ કરતાં કરતાં તે નકશાઓ જ્યારે તૈયાર થઈ રહેશે ત્યારે આ દેખાતો તફાવત દુર થઇ હાલની વિદ્યા થીઓસોફીના એક ભાગ તરીકે સ્વિકારાશે તેમાં શક નથી. એક મીસાલ લઇએ તો સમુદ્રમાં કોઈ કોઇ વેળાએ દીઠામાં આવતો વંટોળિયો (water spout) તેનો અચ્છો ખ્યાલ આપે છે. સમુદ્રની સપાટી ઉપર એક પડા રૂપે પાણી ઉંચકાવા માંડે છે જ્યારે તેજ વેળાએ આકાશ ઉપરનાં વાદળાંઓ ધીમે ધીમે સુંઢ રૂપે નીચે ઉતરતાં જઈ નીચેથી ઉપર ચઢતાં પાણી સાથે છેવટે મળી જાય છે. તેવુજ કાંઇ થીઓસોફી અને હાલની વિદ્યાના સંબંધમાં બનતુ દીઠામાં આવે છે. એક ઉપરથી નીચે ઉતરે છે જ્યારે બીજી નીચેથી ઉપર ચઢતી જાય છે. અને જેમ જેમ તેઓ એક બીજાંની નજદીક આવતી જાય છે તેમ તેમ તેઓ વચ્ચેનો અંતર ઓછો થતો દીઠામાં આવે છે.

❁

**૯—થીઓસોફીએ ખરી વિદ્યા હોય તો ભૂત ભમાડા, જાદુમંત્ર, વિગેરે સંબંધી વહેમોને ઉત્તેજન આપતી લેખવામાં આવે છે તેનું કેમ?**

આનો ખુલાસો મેળવવા પેહેલાં 'વહેમ' એટલે શું તે નક્કી થવું જોઇયે છે. જેની કુદરતમાં હસ્તી નહી એવા માત્ર આપણા મનના ખ્યાલી તુરંગોને સાધારણ રીતે વહેમના વર્ગમાં મુકવામાં આવે છે. પણ અમુક બાબદ તે વર્ગમાં સમાઇ જાય છે કે કેમ તે જાણવા પહેલાં તે ખરેખર કાંઇપણ પાયા વગરના આપણા મનના ખ્યાલો છે કે સાધારણ રીતે પ્રગટી રહેલી શક્તિઓની પેલેપાર ક્રિયા કરી રહેલી કોઇ અણદીઠ શકિતથી બનતો તે બનાવ છે તે આપણને તપાસવું જોઇએ છે.

હવે આ તો ખુલ્લુંજ છે કે સાધારણ રીતે આપણી સામે જે બનાવો બનતા જોવામાં આવે છે અને જે આપણી ઇંદ્રીઓ વડે તપાસી તેમના સંબંધમાં અવલોકન કરી શકીયે છીયે તે કુદરતના હદ વગરના સમુદ્ર માંહેલો માત્ર એક નાનો સરીખો ભાગ છે. અને તેમાં તે કરતાં અતી ઘણા પ્રમાણમાં આપણી જાણ બાહેર અણદીઠ જે બનાવો બને છે અને ભીન્ન ભીન્ન પ્રકારની શકિતઓ હસ્તી ધરવે છે તેના સંબંધમાં આપણે સમુળગા બેખબરા છીયે. શુક્ષ્મદર્શક યત્રની શોધ પેહેલાં એમ કોણ કહી શકતું હતું કે માત્ર ગદળાં પાણીના એક ટીપામાં એક જુદાજ પ્રકારની અણુદીઠ હસ્તી સમાઇ રહેલી છે! તેમજ દુરબીન ઉપયોગમાં આવ્યાં પેહલાં સાદી નજરે દીઠામાં આવતા તારાઓ કરતાં બીજા બેસુમાર તારાઓ હસ્તી ધરાવે છે એમ કેણ કહી શકતું હતું! છેલ્લી એક સદીના અરસામાં ઘણીએક અદભૂત શોધોથી આપણા જ્ઞાનમાં જે વધારો થયો છે તે ઉપરથી આપણે એટલુ તો અનુમાન કરી શકીએ છીયે કે કુદરત વિષે આપણે જે કાંઇ હાલ જાણી શકીએ છીયે તેટલામાંજ તે વિષેનું સઘળુ જ્ઞાન સમાઇ જતું નથી. પણ તેના સંબંધમાં જાણવાનું હજી અતી ઘણું બાકી રહેલુ છે—ન્યુટને કહ્યુ હતું તેમ માત્ર સમુદ્ર તીરે થોડાક રેતીના દાણા સાથે રમત કરવા જેવી હાલ તો તે જ્ઞાનના સંબંધમાં આપણી હાલત છે—તે જાણવા અને પીછાનવાના હથિયારો અને શકિતઓની ગેરહાજરીમાં આપણે હાલમાં અંધારામાં રહેલાં છીયે. પણ જેમ જેમ તેને

અનુસરતાં હથિયારો આપણે તૈયાર કરતાં જઈશું અને આપણી શકિતઓ ખીલતી જશે તેમ તેમ કુદરત વિષેના આપણા જ્ઞાનમાં વધારો થતો જશે. એમ તો આજ પર્યંતનું કુદરત વિષેનું દિન પ્રતી દિન આપણું વધતું જતું જ્ઞાનજ પુરાવો આપે છે. કુદરત માટેના આપણા જ્ઞાનની હદ આવી રહી છે, એમ તો કોઈ કેવળ અજ્ઞાનીજ કહી શકે.

હવે કુદરતને આપણે બે પ્રકારે પીછાની શકીયે છીયે. એક તો આપણી ઇન્દ્રીઓને મદદ કરતા બાહેરના હથિયારો વડે અને બીજું તો આપણી અંદરની શકિતઓ ખીલવી તે મારફતે. બહારના હથિયારોનો ઉપયોગ હરકોઈ સાધારણ માણસ વધતા ઓછા પ્રમાણમાં કરી શકે છે. એટલે તેમની મારફતે જણવામાં આવતી બાબદોની તપાસ હરકોઇ કરીને પોતાની ખાત્રી કરી શકે છે, પણ આપણી અંદરની શકિતઓ ખીલવવાનો આધાર તો આપણી પોતનીજ ઉપર રહે છે. અને તેનો પાધરો ઉપયોગ બીજા કોઈથી થઈ શકે એમ નથી. એટલે તેવી ખીલેલી શકિતઓ મારફતે મેલવેલો કોઈ પણ બાબદનો અનુભવ બીજાઓથી અનુભવ સિદ્ધ ખાતરી પુર્વક રીતે મેલવી શકાતો નથી. તેવો ખાતરી પુર્વક અનુભવ મેળવવા કાજે તો સામા ધણીને પણ તેને અનુસરતી શકિત પોતામાં ખીલવવાની જરૂર છેજ.

આ કારણને લીધે આપણા સામાન્ય અનુભવની બાહેર બનતા બનાવો જે તે પિછાણવાને લાયકની શકિત ધરાવનારાઓ ખાતરી પુર્વક અનુંભવી શકે છે તેમને આપણું અજ્ઞાન પણુ ઢાંકવા અથવા તો આપણી કમ શકિત છુપાવવા આપણે સાધારણ રીતે વહેમોના વર્ગમાં ગણી લઇ ખરૂં ખોટું શોધી કહાડવામાં પડતી મેહેનતથી છુટી, માત્ર ઉપર ટપકેના લઈ નાંકના વિચારોથી, એ તો સઘળું 'હમબગ છે' એવું ડોળ ઘાલી વિદ્વાનોમાં અંકાવાનો દાવો કરીયે છીયે! પણ આપણું અજ્ઞાનપણું ઢાંકવા ડોળ ઘાલુ પંડીતાઇનો ગમે એવો આપણે સાલ્લો પેહેરીએ તેથી કાંઈ કુદરત ખોટી ઠરતી નથી.

ભૂત-પલીત, છીન-પરિયાં. જાદુ-મંત્ર વિગેરેની હસ્તી થીયોસોફી સ્વિકારે છે એ ખરૂં છે. પણ તેમ માત્ર તેમના સંબંધનુ દરેક ધર્મનુ શિક્ષણજ નહી, તવારીખના પેપેપારથી ચાલુ આવેલી દંતકથાઓજ નહી,

તવારીખમાં નોંધાયલી કોઈપણ કાળ અને દેશના લોકોની માન્યતા અને અનુભવજ નહી, પણ હાલની આગળ વધેલી લેખાતી વિદ્યાની શોધખોળનો પણ તેમને ટેકો છે. યુરોપ અને અમેરીકાની 'સાઈકીકલ રીસર્ચ સોસાયટીઓ' (Psychical Research Societies) જે આવી બાબદોની ખાસ તપાસ કરવા માટેજ સ્થાપવામાં આવી છે, અને જેમાં વિદ્વાનોમાં ઘણી આગેવાન પદ્વી ધરાવનારાઓ સામેલ છે તે મંડળીઓએ તેમની સામે રજુ કરવામાં આવેલા બનાવોના પુરાવા સહીત પુખ્ત અને બારીક તપાસ કરી તેના સંબંધમાં જે જાણવાજોગ સાહીત્ય બાહેર પાડયું છે તેનો અભ્યાસ કોઈ પણ અપક્ષપાત અને ખુલ્લા મનના શખ્શની તે વિષેની ખાત્રી કરવાને પુરતો છે. તેમજ 'હીપનોટીઝમ,' 'મેસમેરીઝમ,' 'થોટ ટ્રાન્સફરન્સ,' વિગેરે કહેવાતા જાદુઈ બનાવો તેનો કાંઈક પુરાવો આપતા આપણી સામા ખડા છે.

આવાજની ધ્વનીની અસર જોવાને માટે કાંઈ ખાસ શોધ કરવા જવાની જરૂર નથી. જુદા જુદા પ્રકારની રાગરાગણીઓ ગાવા અને વગાડવાથી માણસ—છેકજ અણસમજુ બાળકથી તે જાનવરો વટીક—ઉપર પણ કેવી અસર થાય છે, તે કાંઇ આપણા અનુભવ બાહેર નથી. એટલે આવાજની ધ્વનીની અસરના જ્ઞાન ઉપર રચાયલી મંત્ર વિદ્યાથી ઉપજતા કાંઇક અસાધારણ બનાવોમાં વહેમનું તત્વ સમાયલું માની લેનારાઓમાં માત્ર તેમનું અજ્ઞાનપણું પ્રગટે છે, તેમજ કુદરતમાં સમાયલી આપણાથી સાધારણ રીતે અણદીઠ અનેક પ્રકારની સારી કે માઠી શકિતઓની હસ્તી વિષે શક લાવવાનું આપણી કને કશું વાજબી કારણ નથી. દરેક ધર્મમાં તે સ્વિકારવામાં આવી છે. કોઇ પણ પ્રકારે જેઓની તે પિછાણવાની અંતર્દ્રષ્ટિ ખીલેલી છે તેઓનો તે વિષેનો જાતી અનુભવ છે. અને જો પાણીના એક ટીપામાં આપણી સાધારણ આંખોથી છુપાયલી એક **આખી દુનિયા** સમાયલી છે તો આ જગતના ઘટમાં ઘટથી તે શુક્ષ્મમાં સુક્ષ્મ પદાર્થના બનેલા દીઠામાં આવતા અને અણદીઠ અનેક તબકાઓ તેમને અનુસરતી હસ્તીઓથી ખાલી હોય એમ આપણી સાધારણ સમજમાં ઉતરે એમ નથી.

જે કાંઈ પણ આપણી ઇંદ્રીઓ વડે જોઈ અથવા જાણી શકાતું નથી તેની હસ્તી હોઇ શકેજ નહીં એમ માની લઈ તેને જો માત્ર

વહેમના વર્ગમાં મુકીએ તો પછી હાલની વિદ્યાની ઘણીએક તર્કો આપણને કોરે મુકવીજ પડે અને આપણા જ્ઞાનમાં કશો વધારો થઇ શકેજ નહી. અમુક સંજોગો અથવા કારણોસર જે કાંઈ આપણા અનુભવમાં આવી શકતું નથી અથવા તો તે આપણે સમજી શકતા નથી તે ઉપરથીજ તેને ખોટું માની લઈ, જેઓને તેવી બાબદનો અનુભવ અભ્યાસ અથવા તો કુદરતી માન્યતા હોય છે તેઓને તે ખોટું છે અથવા તો વહેમ છે એમ કાંઇ પણ આધાર અથવા દલીલો વગર કહેવાથી, તેવાઓની તેમ કશી ખાત્રી થતી નથી, અને તેમની માન્યતા અટકતી નથી. અને તેવી બાબદોના સંબંધનું આપણું અજ્ઞાનપણું તેમને માત્ર વહેમ અને 'હમબગ'ના વર્ગમાં મુકવાથી કાંઇ ઢંકાઇ શકાતું નથી.

કોઇ પણ કારણોથી અમુક બનાવ બનતો હોય છતાં તે બની શકેજ નહી એમ માત્ર કહેવાથી તે બનતો અટકતો નથી, અને વગર તપાસે અને અભ્યાસે આગળથી બાંધી લીધેલાં મનથી દોરવાઇ ન જતાં, જેમનું કામ તે વિષેની ખુલ્લા મન અને વગર તાસુબીએ તપાસ કરી, તેનો ભેદ શોધી કહાડી, તેની ખરી સમજ આપવાનું છે. તેઓ જ્યારે તેને 'હમબગ'ના વર્ગમાં મૂકી દઇ ટુંકમાંજ પીડા પતાવેલી માને છે ત્યારે ખરા ખુલાસાની ગેરહાજરીમાં અભણ અને અજ્ઞાન લોકોમાં તેથી સામું નુકસાન થાય છે. પણ તે બનાવોના હેઠાણમાં શું છે, તે શા કારણે થાય છે, તેમાં હાથ ઘાલવો એ નુકસાનકારક કે ફાયદાકારક છે, તેમાં શું જોખમો સમાયલા છે, વિગેરેનો જો ખરો ખુલાસો કરવામાં આવ્યો હોય તો તે તેવાઓના ધ્યાનમાં ઉતરવાના સંભવો વિશેષ રહે છે. અને આ બાબદોના સંબંધમાં થીઓસોફી જે ભાગ ભજવે છે તે તેવોજ કાંઇક છે. તે તે બનાવો વિષેનો આપણી સામે અક્કલ પસંદ ખુલાસો રજુ કરે છે, તેના ફાયદા અને ગેરફાયદાઓ સમજાવે છે, તેમાં વગર સમજે અથવા લાયકાતે માથું મારવા જતાં અથવા તેમની સાથે અટકચાળી કરવા જતાં શું જોખમ સમાયલો છે અને કેટલું નુકસાન થવાના સંજોગો છે, તે દરશાવે છે. ટુંકમાં તેવી બાબદો ઉપર જ્ઞાનની રોશની ફેંકી તે વિષે સાધારણ રીતે અંધારામાં ગોથાં ખાઈ આપણે જે જોખમ ખેડીએ છીએ તે તે દેખાડી આપે છે.

**૧૦—એમ કહેવામાં આવે છે કે થીઓસોફી તો તેના અભ્યાસીને સંસાર તજવા કહે છે, તેમાં શું સત્યતા છે?**

ખચીતજ નહીં. આપણી વૃદ્ધિને માટે તો આ સઘળો સંસાર રચવામાં આવ્યો છે, એટલે તેમાં ભાગ લીધા વગર આપણી વૃદ્ધિ થવી અશક્ય છે. તો પછી જે જ્ઞાન ઇશ્વરી છે તે જ્ઞાન આપણને આપણી વૃદ્ધિના સાધનથી અલગ થઇ જવાની સલાહ તે શી રીતે આપી શકે? એટલે જ્યાં પણ પોતાની દેખીતી ફરજો છોડી સંસાર તજવાની વાત આવી ત્યાં થીઓસોફીની ગેરહાજરી માની લેવાની છે. થીઓસોફીના માર્ગે ચઢવાનું એક જરૂરી પગલું તે **જનસેવા** છે. અને સંસાર તજવાથી તે સેવા બજાવી શકાય એમ નથીજ. તો પછી સંસાર તજનાર થીઓસોફીના માર્ગે ચઢ્યો છે એમ કેમ લેખાય?

થીઓસોફીનું પહેલું શિક્ષણજ એ છે કે દરેક જણ તેની આસપાસનાઓ તરફની જે કાંઇ ફરજો હોય તે સઘળી બાલે બાલ અદા કરવી, તો પછી સંસાર તજી તેનાથી દુર ભાગનારથી પોતાનાંઓ તરફની ફરજો બજાવવી અશક્ય છે.

આપણી સરજત શી છે? ખુદાની સંપૂર્ણતાએ પુગી તેની સંપૂર્ણ થઇ, તેના હમસરીક થઇ તેના મહાન કાર્યોમાં મદદ કરતા થવું. અને તે કામ પાર ઉતારવા માટે આ તો અવશ્યનુંજ છે કે તેની કુદરતનો અનુભવ મેળવી તેને પિછાણતાં શીખવું. આ તે હેતુ તેની વચ્ચે રહીને કામ લીધા વગર પાર પડે એમ નથી. આ કારણને લીધેજ આપણને આ સંસારમાં મુકવામાં આવ્યા છે કે જેથી તેના સંજોગોનો અનુભવ મેળવી, તેના નિયમો પિછાણી, તેમને વશ કરી. તેમની મદદથી આપણે આગળ વધી શકિયે. તો પછી તે લડતમાં પાછીપાની કરનાર શુરવીર નહી પણ કાયર છે. તેમ કરનારનો નથી પોતાનો સ્વાર્થ સચવાતો કે નથી તેથી બીજાઓને લાભ થતો.

આ બાબદના સંબંધમાં થીઓસોફીનું જે ખુલ્લું શિક્ષણ છે તે આ છે કે આપણને આ સંસારમાંજ કામ તો લેવાનું છે, પણ તેના થઇને નહીં. એટલે કે આપણને આ સંસારની મોહ માયામા લપટાઇને માત્ર તેમાંજ સઘળું સમાઇ ગયલું માની તેને વશ થઇ બેસવાનું નથી. પણ તેમાં ગુંચવાઇને તેમાંજ સબડયા ન કરતાં તેને આપણી વૃદ્ધિના એક અમૂલ્ય સાધન તરીકે લેખી તેનો ઘટતો ઉપયોગ કરી તે મારફતે આગળ

વધવાનું છે. એટલે જેઓ પોતાના સ્વાર્થ કે બીજી કોઈ મતલબને ખાતર કે તેવા કાંઈ ભૂલ ભરેલા વિચારોથી સંસાર તજી તેનાથી દુર નહા-સવાની કોશીશ કરે છે તેઓ ખરા ત્યાગી નહી પણ ક્રોધી છે. ત્યાગ મનનો છે—સંજોગો તજવા અથવા તો તરછોડવામાં નહીજ. મન વશ કરવાથીજ સંજોગો આપોઆપ વશ થઈ જાય છે. એટલે કર્માનુસાર આપણે જે કુંડાળામાં ગોઠવાયાં હોઈયે તે કુંડાળાને ભાગી તેમાંથી બાહેર નિકળવાની કોશીશ મિથ્યા છે. તેમ કરવાથી તો તે કુંડાળું વધારે જડ રૂપ પકડી આપણને વધારે અને વધારે સીકડતું જાય છે. આપણને જે કરવાનું છે તે જેમ તે ચક્ર ભાંગી નાખવાનું નથી તેમ વળી તે જેમ આપણને ફેરવે તેમ ફરવાનું પણ નથી, પણ તેની વચમા ખડા રહી તેનું મધ્યબિન્દુ બની તે ચક્રને આપણી આસપાસ આપણે વશ કરી ફરતું રાખવાનું છે. સંસારના ચક્રમાંથી બાહેર નિકળી જતાં થાગ લાગે એમ નથી, કારણ કે તેનો વિસતાર અથાગ છે. એટલે તેનો ચકરાવો ઓળંગી તેમાંથી બહાર નિકળી જવાની કોશીશ મિથ્યા છે, તેથી તો સામું આપણે તેમાં વધારે અને વધારે ગુચવાતા જઈશું. ઘંટીના ખીલની આસપાસ અનાજના જે દાણાઓ ઘસડાઈ આવે છે તે આખા અને સલામત રહે છે જ્યારે તેના પડને પેલે પાર જેઓ નિકળી જવા કહે છે તેઓ તો દળાઈને લોટ થઈ જાય છે. તેમજ સંસાર ચક્રના સંબંધમાં પણ સમજવાનું છે; તેને કુદીને બાહેર નિકળી જવાની કોશીશ ફોકટ છે. પણ આપણને તેનું મધ્યબિન્દુ બનાવવાથી તેને આપણી મરજી પ્રમાણે આપણે ફેરવી શકિએ છીયે અને તે ફરતું ખુશાળ જોઈ શકિયે છીયે.

સંસારમાં કોઈના પણ સંજોગો અથવા ફરજો એકસરખાં હોતાં નથી. દરેકના સંબંધમાં તેમાં કાંઈને કાંઈ વધતો ઓછો ફેર તો પડે છેજ. એટલે અમુક માર્ગ જે એકને માટે અનુસરતો અને લાભકારક હોય છે તે જુદાજ સંજોગો વચ્ચે બીજાને હાનીકારક થઈ પડે છે. ખરૂં છે કે આપણને આત્માની વૃદ્ધિના અમુક તબક્કા ઉપર સંસારથી કેટલોક વખત સુધી અલગ થઈ જવાની જરૂર પડે છે, પણ જો આપણે આપણી આસપાસની સઘળી ફરજો ઘટતી રીતે બજાવ્યા જઈએ છીયે તો તેને અનુકુળ તેવા સંજોગો આપણી આસપાસ આપોઆપ ઉભા થાય છે અને કાંઈપણ તરછોડ કર્યા વગર આસાનીથી તેવું પગલું આપણે ભરી શકીયે છીયે. અને તથી આપણી આસપાસનાઓ તરફની કાંઈપણ પ્રકારની ફરજોમાં પછાત પડ્યા વગર, કોઈનું પણ દીલ દુખવ્યા વગર, કોઈને પણ

નારાજ કર્યા વગર અથવા તો દુઃખી કર્યા વગર તેમ કરવાને કુદરત આપણુને માર્ગ ખુલ્લો કરી આપે છે. અને તે પણ જનસેવાને માટે ઘટતી રીતે લાયક થવા માટે માત્ર ટુંક વખતને માટેજ તેમ કરવાની જરૂર રહે છે. માત્ર જો આ કારણે અને તેવા સંજોગો હોયેજ તેવું પગલું ભરવામાં આવે છે તોજ તેની મૂળ મતલબ પાર ઉતરી ધારેલું પરિણામ નિપજે છે. બાકી પોતાના સ્વાર્થને ખાતર પોતાની આસપાસ વિંટળાયલા સંજોગોની ગાંઠ જબરજસ્તીથી તોડવા જતાં સામી તે વધારે ચીપટાય છે અને તેમાથી છૂટકારો થવાને બદલે તે વધારે બંધન કરતા થઈ પડે છે. એટલે જેઓ કાંઈ પણ કારણસર પોતાની નજદીકની ફરજોનો અનાદર કરી તેની બાહેરનો લુમંકો લુટવા જાય છે તેઓ તેમાં ખત્તા ખાય છે

વળી તેવા કોઈ મહાપુરૂષો અને જ્ઞાનીઓના આ પ્રમાણે સંસારથી અળગા થઈ જવાના કાંઈક દાખલાઓ વિષે આપણે જે કાંઈ જાણીએ છીયે, તે ઉપર તેવા કોઈ લેભાગુઓ એવો વિચાર લઈ દોડે છે કે જો તેવા મહાન શખ્સો તેમ કરવાને ઘટતું જોય છે તો પછી તેમને પગલે ચાલવામાં આપણે ખોટું કરતા હોઇયે એમ કેમ લેખાય? પણ આવો ભૂલ ભરેલો વિચાર લઇ દોડનારાઓ મહાત્માઓ અને આપણા જેવાં સાધારણ જનો વચ્ચે જે ભારે તફાવત રહે છે તે ધ્યાનમાં લેવું ભૂલી જતા દેખાય છે. આજ કરણને લીધે તેવા જ્ઞાનીઓ આ શિક્ષણ આપણી સામે રજુ કરતા આવ્યા છે કે "હું જે માર્ગે ચાલું છું તે માર્ગે નહી પણ હું જે માર્ગ દેખાડું તે માર્ગે તું ચાલ."

ખરૂં છે કે થીઓસોફીના આ બાબદના સંબંધના શિક્ષણના માત્ર લઇ નાખેલા કાંઇક ભૂલ ભરેલા ખ્યાલોને લીધે તેવા કેટલાકોનું વર્તન તેને માથે આ દોષ ચઢાવવા કારણરૂપ થઈ પડે છે. પણ તેમાં દોષ થીઓસોફીનો નહી પણ વગર તપાસ કરવે તેને માથે તે દોષ ચઢાવનારાઓનો લેખાવો જોઇએ.

આ સવાલના સંબંધમાં ટુંકમા થીઓસોફીનું શિક્ષણ આ છે કે "તારા પોતા તરફની, તારાં કુટુંબ પ્રત્યેની, તારી કોમ તરફની, તારા દેશ તરફની, માણસજાત તરફની, કુદરતની કુળ પેદાશ તરફની—દીઠ અને અણદીઠ—અને તે સઘળાનું મૂળ જે ખુદા છે તે તરફની તારી જે કાંઇ ફરજો તારી સામે તુરત વેળાએ ખડી રહી હોય તે વગર બિહિકે, વગર આંચકીએ,

વગર સ્વાર્થે માત્ર ફરજ તરીકે બજાવ્યા જવી." એટલે આપણી તે ફરજોમાં કોઇ પણ પ્રકારે અથવા કારણે પછાત પડવું એ શીચોસોરીથી દુર થયા બરાબર છે.

સંસાર તજવા વગર આપણું સાર્થક નથી એવો ભુલભરેલો ખ્યાલ કેટલાકોમાં ફેલાયલો હેય છે ખરો, અને તે ઉપરથીજ "ખુદા અને સંસાર એ બે શેઠોની સેવા એકી વેળાએ થઈ શકે નહીં" એવી કહેતી નિકળી છે. ખરૂં છે કે કોઇથી પણ સામસામા પ્રકારના બે જુદા જુદા શેઠોની નોકરી એકી વેળાએ થઇ શકે એમ નથી. પણ આ બાબદમાં જે ગુંચવાડો ઉભો થાય છે તે એના સંબંધની ગેરસમજને લીધે છે. જો આપણે સંસારને આપણો શેઠ ગણી તેને વશ થઈ રહીએ તો પછી ખુદાની સેવા ભુલી જવાય એમાં સંદેહ નથી. પણ જો આપણે સંસારને તાબે કરી તેને ખુદાની સેવા કરવા માટેના એક સાધન તરીકે ઉપયોગ કરીયે તો પછી આપણી મતલબ પાર પાડવામાં તેથી હરકત આવે એમ નથી. ખુદાની સેવા કરવા માટે સંસારને શેઠ નહી ગણવાની સલાહમાં તેનાથી અલગા થઈ જવાનું કહેવામાં આવતું નથી. સલાહ માત્ર એટલીજ છે કે સંસારને આપણો શેઠ નહી ગણતાં તેનો આપણા એક હથિયાર તરીકે ઉપયોગ કરી તેની મદદથી ઇશ્વરસેવા વધારે સારી રીતે કરવાને શક્તિવાન થવું.

આના સંબંધમાં નીચલો એક દાખલો વિચારને માટે અચ્છો ખોરાક પુરો પાડે છે :—

એક જ્ઞાનીના ચેલા મંડળમાં ઘણા એક સાધુ સન્યાસીઓ ઉપરાંત એક રાજા પણ હતો. અને જોકે તે રાજા સંસારમાં રહી રાજ્ય વહીવટ કરવા ઉપરાંત પોતાની પદવીને અનુસરતા સઘળા વૈભવો ભોગવ્યો જતો હતો, છતાં પેલો જ્ઞાની તેને પોતાના સઘળા ચેલાઓમાં વધારે લાયક ગણી તે પ્રમાણે તેની સાથે વર્તતો હતો. તેમના ગુરૂને સંસારના સઘળા વૈભવો ભોગવતા એક રાજાને તે તજી સાધુ સન્યાસી થઈ ગયલાઓ કરતા ચઢિયાતો ગણવાનું કારણ તે ચેલાઓને સમજ પડતું નહી હતું. આ તેમની શંકા તેમના ગુરૂની જાણ બાહેર નહી હતી એટલે તેમની તે વિંતની ખાતરી કરવાનું તેણે વાજબી જાણ્યું. એક દિવસે તે રાજા રાજ્ય વહીવટના એક અગત્યના કામમાં રોકાયો હતો તેવામાં તેનો મેહલ એકાએક સળગી ઉઠવાની બુમ પડી. આ સાંભળતાંજ ત્યાં રહેલા પેલા

સાધુ સન્યાસીઓ પોતાનું સઘળું કામ પડતું મૂકી, પોતાની ઝોળી, લોટા વિગેરે જે કાંઇ તેમની મતા હતી તે ઉપાડીને ઝડપથી બાહેર નિકળી પડયા; જ્યારે પેલો રાજા તો પોતાના હાથમાંનું કામ સ્વસ્થ રીતે કરતો બેસીજ રહ્યો. તેવામાં આગ એકાએક હોળવાઈ ગઈ. કારણ કે તે તો પેલા જ્ઞાનીએ પોતાની શકિતના જોરે માત્ર એક ખોટો દેખાવજ ઉભો કીધો હતો. સંસારી હોવા છતાં અને પોતાનો મેહેલ બળી જતો જોવા છતાં તે રાજાએ જ્યારે પોતાના હાથમાંનું કામ સ્વસ્થપણે કર્યા કીધું હતું, ત્યારે પોતાની નજીવી જેવી મત્તા બચાવવા તેના બીજા ચેલાઓ કેવા દોડાદોડીમાં પડયા હતા તે દેખાડી તે જ્ઞાનીએ તેઓમાં ચઢિયાતુ કોણ તેની તેમને ખાતરી કરી આપી હતી.



## ૧૨—થીઓસોફી કુંવારાંપણાને વધારે અગત્ય આપતી અને પરણેલી જીંદગી સામે અટકાવ નાખતી લેખવામાં આવે છે તેનું કેમ?

આપણે આગળ જોઇ ગયા તેમ આપણને આપણી વૃધ્ધિને માટે સંસારમાં રહીને કામ લેવાનું છે. અને સંસારનો મુળ પાયોજ ગ્રહસ્થાશ્રમ ઉપર રચાયલો છે. અને વરવહુના સંબંધ વગર ગ્રહસ્થાશ્રમ હોઈ શકેજ નહી, એટલે થીયોસોફી તેનુ કાંઇ શિક્ષણ આપે એ બનવા જોગ છેજ નહી.

આપણે જોઇયે છીયે કે દુનિયામાં હરેક શકિતના બે છેડા હોય છે અને તે કાંઈક જુદાજ પ્રકારની અસરો ઉપજાવે છે. તે પ્રમાણે માણસમાં જે ક્રિયા શકિત છે તે પણ બે જાતની અસર ઉપજાવે છે. પ્રજા ઉત્પતિના માટે નીચલો છેડો ઉપયોગમાં આવે છે, જ્યારે મનો બળથી પાધરી ઉપજતી અમુક પ્રકારની અસરને માટે તેનો ઉપલો છેડો ખપ લાગે છે. આ કારણને લીધે માણસ જ્યારે પોતાની વૃધ્ધિના અમુક ઉંચ તબક્કા ઉપર ચઢે છે ત્યારે પોતાની અમુક અંતરશકિતઓ ખીલવવા કાજે આપણી ક્રિયા શકિતનો ઉપલો છેડો ખપમાં લેવો પડે છે. અને તેના બન્ને છેડા એકી વેળાએ ઉપયોગમાં લઈ શકાય એમ નથી. એટલે તેવે તબક્કે ચઢેલા માણસને કોઈ પણ પ્રકારના જાતી સંબંધથી અળગ

રહેવું પડે છેજ. અને તેવા શખ્સને કુંવારા રહેવાનું અવસ્યનું થઈ પડે છે. પણ તે તબક્કાથી સામાન્ય રીતે આપણે ઘણા દૂર છૈયે. હાલ તો તેવાઓની સંખ્યા અતી ઘણી જુજ છે. એટલે થીયોસોફીની નજરે જોતાં જો કે અમુક અપવાદોમાં આવા સંસાર સંબંધથી અળગ રહેવાની જરૂર જોવામાં આવતી હોય તે ઉપરથી કાંઈ એમ નથી ઠરતું કે આપણા જેવા સાધારણ સંસારીઓને માટે તે ફાયદાકારક છે. સામું. તેમ કરવું નુકસાન કરતા અને આપણી વૃધ્ધિમાં અટકાવ કરતા છે. એટલે પછી તેને થીયોસોફીનો ટેકો હોઈ શકેજ નહી. આવો વિચારતો જેઓ થીઓસોફીનો માત્ર ઉપર ટપકેથી ખ્યાલ લઈ દોડયા હોય તેમનેજ આવી શકે એમ છે. કુદરતમાં બનતા દરેક બનાવોના સંબંધમાં થીયોસોફી ખુલાસો આપે છે તેજ પ્રમાણે કુંવારી તેમજ પરણેલી જીંદગી કયા તબક્કે કઇ હાલતમાં શા કારણસર અને કેવા પ્રકારે જરૂરની અને ઉપયોગી છે તેની તે સમજ આપે છે. પણ ફુસદતાં નહી આવડે તે પહેલાં દોડવા જતાં હાથ પગ ભાંગવાનો સોદો છે. એટલે વગર સમજે વગર વિચારે લેભાગુ જ્ઞાનથી જેઓ એના સંબંધમાં ભૂલભરેલા વિચારો લઈ દોડી તે પ્રમાણે અમલ કરતા દીઠામાં આવતા હોય તો તે ઉપરથી એમ માની લેવું કે તેવાઓની તેવી વર્તણુકને માટે થીયોસોફી જવાબદાર છે તો તેમ કરવામાં ખરેજ તેને ગેરઇનસાફ કરવામાં આવે છે.

વળી એમ તો હાલમાં જ્યાં સુધી આપણામાં પરણીને સંસાર ચલાવવાની પુરતી ગુંજાસ અને જોગવાઇ હોય નહી ત્યાં સુધી પરણવું નહી એવી સલાહ ખાનગી તેમજ જાહેરમાં આપણને હર વેળાએ આપવામાં આવે છે. અને તે ઘટતુંજ છે. તેમજ જો તેવા કાંઈ માતબર કારણસર જેઓ તેને માટે લાયક છે તેઓને તેવી સલાહ આપવામાં થીયોસોફી અઘટીત કરતી લેખાવી નહી જોઇએ. ઉપલી સલાહને આધારે તેમજ તેવાં બીજાં અનેક કારણોસર અને તેમાં કેળવણી લીધેલાઓ અને સુધારાવાળાઓમાં ખપતાં શ્રીમંત અને વચલા વર્ગનાઓ કે જેઓને પરણ્યો સંસાર ચલાવવાની ગુંજાસ અને જોગવાઇઓ પુરતાં છે તેઓ વટીક પણ પરણી જીંદગીથી હાથ ખાંચી બેઠેલાં સ્ત્રી અને પુરૂષો ડગલે અને પગલે દીઠામાં આવે છે તો શું તે ઉપરથી કેળવણી અને સંસાર સુધારાને દોષ દેવાનું વાજબી લેખાશે?

**૧૨—અસલ વારેથી ખાતા આવેલા આપણા વડવાના કાવત આપનારા માંસના ખોરાક સામે અટકાવ નાખી વનસ્પતિના નાકૌવત ખોરાક લેવા તરફ દોરવી આપણને 'ભાજી ખાઉ' બનાવી આપણી શરીર શકિત નબળી કરી નાંખવા જેવો નુકશાનકારક સલાહ થીયોસોફી આપે છે તેને માટે તે શું દોષિત ઠરવી નહીં જોઇયે?**

થીયોસોફીના સંબંધમાં ફેલાયલા સંખ્યાબંધ વગર વિચારના ભૂલ ભરેલા ખ્યાલોમાં ખોરાક વિષેનો તે પ્રત્યેનો તેવો ખ્યાલ પણ આગળ પડતી જગા રોકે છે.

થીયોસોફીના સંબંધમાં મૂળમાં આપણને આટલું તો અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે કે તે કોઇપણ આગ્રહમાં કોઇની ઉપર પણ માત્ર બાહેરનું દબાણ અથવા સત્તા વાપરી તેને માત્ર અમુક રીતેજ ચાલવું જોઇએ અથવા તો તેને તેમ કરવુંજ જોઇએ એવી કશી ફરજ તે પાડતી નથી. તે તો માત્ર તેમ કાંય કરવું અને તેની મતલબ શી તેનો ખુલાશો કરી, તે પ્રમાણે અમલ કરવો કે નહી તે માણસની મુનસફી ઉપરજ છોડે છે, અને તે મુનસફીનો આધાર આપણી પોતાની વૃદ્ધિ પ્રમાણે આપણી સમજ શક્તિ ઉપરજ રહે છે: એટલે કોઇપણ આગ્રહમાં તેમજ ખોરાકના સંબંધમાં પણ આપણી ઉપર અમૂક પ્રકારનું દબાણ કરી આપણી મરજી વિરૂધ્ધ તેવી કશી ફરજ થીયોસોફી આપણને પાડતી નથી.

છેકજ જંગલી હાલતમાં જ્યારે ખેતી શું તે પણ માણસ ભાગ્યે સમજે છે, ત્યારે તેના પોતાના ગુજરાનનો આધાર માત્ર શીકાર ઉપરજ રહે છે. આ પ્રમાણે જમાનાઓ અને જમાનાઓ થયાં ચાલતું આવેલું હોવાથી તે જ્યારે પોતાની વૃધ્ધિમાં આગળ વધી ખેતી કરી અનાજ પકવતાં શીખે છે ત્યારે પણ તેના ખોરાકનો મુખ્ય ભાગ તો માંસનોજ રહે છે. અને વંશપરમપરા તે ખોરાકને લાયકનું તેનુ શરીર બનતું જતું હોવાથી, તેમજ બચગીમાજ તે તે ખોરાકમાં ઉછરેલું હોવાથી, અને તેની આસપાસના સંજોગો પણ તેને અનુસરતા હોવાથી, તેના ગુણ દોષો શું છે તે વિષે કશો પણ વિચાર કર્યા વગર માત્ર ચાલતા આવેલા રિવાજ મુજબ તે તેના સંબંધમાં કામ લે છે.

આ રીતે ત્યારે વૃદ્ધિના અમૂક તબકકા સુધી માંસના ખોરાક ઉપર આપણને ગુજારો કરવો પડે છે. પણ તે ઉપરથી કાંઇ એમ નથી ઠરતુ

કે તે ખોરાક આપણી શરીર શકિતને માટે અવશ્યનો અને ફાયદાકારકજ છે, અને તે સિવાયનો બીજા પ્રકારનો ખોરાક નુકસાનકારક છે અને તેનાથી માંસના ખોરાકની જગા જેવી જોઇએ એવી રીતે પુરી શકાય એમ નથી. ખચીતજ નહીં. માંસના ખોરાક વગર આપણે આપણું શરીર ટકાવી રાખી શકીયે છીયે, એટલુંજ નહીં પણ તેનાથી આપણી મતલબ ઘણી સોરી રીતે પાર પડે છે એમાં તો શક નથી. દુનિયાની બોહળી વસ્તીમાં માંસના ખોરાક ઉપર ગુજારો કરનારાઓ કરતાં તે વગરના ખોરાક ઉપર ગુજારો કરનારાઓનું પ્રમાણ ઘણું વધારે રહે છે, અને તેઓ પોતાના અંગ બળમાં માંસનો ખોરાક લેનારાઓ કરતાં એક બારગી ચઢિયાતા નહી તો પણ એકસરખા તો ઉતરે છેજ. તેમજ વળી જેઓ માંસનો ખોરાક લે છે તેઓમાં પણ પ્રમાણમાં તે ખોરાકનો ઉપયોગ અનાજ વિગેરે કરતાં ઓછોજ રહે છે. એટલુંજ નહી પણ જ્યારે આપણે એકલી વનસ્પતિના ખોરાક ઉપર સહેલાઇથી ગુજારો કરી શકીયે છીયે ત્યારે માત્ર એકલા માંસના ખોરાક ઉપર કોઇથી ઝાઝોવાર ટકી શકાતું નથી. આ ઉપરથી આપણે જોઇ શકીયે છીયે કે આપણા ગુજરાને માટે માંસનો ખોરાક કાંઇ ખાસ કરીને અવશ્યનો તો નથીજ, તેમજ તે જેવો સપાટી ઉપરથી દેખાય છે તેવો કૌવત આપનારો પણ નથી. એટલુંજ નહી, પણ હાલના કેટલાક ડાકટરો અને વિદ્વાનો જેઓએ એ બાબદનો ખાસ અભ્યાસ કીધો છે તેઓ તો તે લેવામાં જે અનેક પ્રકારના જોખમો સમાયલા છે તે આધારે સામો નુકસાનકારક અને ઘણાક દરદોનું મૂળ ધારે છે; જ્યારે વનસ્પતિ વર્ગમાંથી મલી આવતો ખોરાક આવા જોખમોમાંથી મોટા પ્રમાણમાં નિરાળો, સાદો, સસતો અને સુતરો રહે છે, અને તેથી આપણી તન શક્તિ સહેલાઇથી અને માંસના ખોરાક કરતાં વધારે સારી રીતે ટકાવી શકાય છે. આના સંબંધમાં હાલ સર્વમાં બાહેર પડેલા સાહીત્યનો માત્ર ઉપર ટપકેનો અભ્યાસ પણ તે માટેની ખાતરી કરી આપવાને પુરતો છે. અને તે એવા આકારમાં રજુ કરવામાં આવ્યું છે કે 'દોડતો પણ તે વાંચી શકે' એમ છે.

વળી આપણે જે ખોરાક લઇયે છીયે તેથી આપણી શરીર શકિત ઉપર શી અસર થાય છે તેજ માત્ર આપણને ધ્યાનમાં લેવાનું નથી, પણ સાથે તેથી આપણી લાગણીઓ, મન શકિત, ખાસિયત વિગેરે ઉપર પણ કેવી અસર થાય છે તે આપણને જોવાનું છે. હવે માંસના ખોરાકની

એક મુખ્ય અસર આપણા વિકારો અને ઉતરતા પ્રકારના જુસ્સાઓ ઉશ-કેરવાની છે. તેનો પુરાવો તો માત્ર માંસહારી અને વનસ્પતિ ખોરાક ઉપર ગુજારો કરનારી પ્રજાઓ તો શું પણ ઉતરતાં પ્રાણીઓ ઉપરથીબી સહજ મળી આવે છે. વાઘ, વરૂં, કુતરાં, બીલાડાં, વિગરેની પ્રકૃતિ, અને હાથી ઘોડા, ગાય, મેંઢાં, બકરાં, હરણ વિગેરેની પ્રકૃતિના તફાવતમાંજ તેને દેખીતો પુરાવો મળે છે.

આપણી વૃદ્ધિના અમુક તબક્કા સુધી જ્યારે આપણને ફાડી ખાનારાં જંગલી પ્રાણીઓ સાથેજ નહી પણ પોતાના જાનમાલ અને કુટુંબ કામ તેમજ દેશના બચાવને માટે જેઓને લડવૈઆઓનું કામ બજાવવું પડતું હતું તેમને માટે તેવા જુસ્સાઓ ઉશકેરવા કાજે માંસનો ખોરાક એક ખારગી અનુસરતો થઇ પડયો હોય, હાલ જ્યારે સંજોગો બદલાયા છે અને તેવા વિકારો અને જુસ્સાઓ દાબવાનું આપણી વૃધ્ધિને માટે અવસ્યનું થઇ પડયું છે, ત્યારે તો તે આપણને નુકસાનકારક અને આપણા આગળ વધવા સામે અટકાવ નાખનારોજ લેખાવો જોઇએ

જોકે આપણને ટેવ પડી ગયલી હોવાથી તે ઉપર આપણું ધ્યાન ખેંચાતું નથી, પણ આપણા વિકારો અને ઉતરતા પ્રકારના જુસ્સાઓને ઉશકેરવા ઉપરાંત માંસનો ખોરાક આપણી લાગણીઓ અને જોવા, સુંઘવા વિગરેની ઇંદ્રીઓ ઉપર પણ નઠારી અસર કરે છે, તે પણ આપણને ભુલી જવાનું નથી.

આ ઉપરાંત આપણી મન શકિત ઉપર પણ માંસના ખોરાકથી નુંકસાનકારકજ અસર થાય છે. જ્યાં વિકારો અને જુસ્સાઓ ઉછલી રહયા હોય છે ત્યાં શાન્ત અને સ્વસ્થપણે મનથી કામ બની શકતું નથી. અને તેથી જ્યાં મન શકિતનો ઝાઝો ઉપયોગ કરવો પડે છે ત્યાં માંસના ખોરાકથી નિરાળા રહેવાની હાલના કેટલાક યુરોપના વૈદો પણ ભલામણ કરતા જોવામાં આવે છે.

વળી મરણ પછી માંસના ખોરાકથી આપણી ઉપર શી અસર થાય છે તે કોરે રાખતાં, આપણો આત્મા, જે ખનીજ, વનસ્પતિ અને પ્રાણી વર્ગોમાંથી થઇ હાલને તબકકે આવી ચઢયો છે, તેને માત્ર ત્યાંજ અથડયા કરવાનું નથી, પણ તેમાંથી આગળ વધતાં મહાતમાને દરજ્જે પુગી, યઝદો અને અમશાસપદોની પંકિતએ ચઢવાનું છે, અને તે મહાન કાર્ય પાર પાડવાને આપણામાં ઉછળી રહેલા હેવાન્યત ભરેલા અને હલકા જુસ્સાઓ, વિકારો, વિગેરે વશ કરી ઉંચ સદ્દગુણો ખીલવવાનું અવસ્યનું

છે. એટલે જે ખોરાક આપણી તેવી મતલબને આડો આવતો હોય અથવા હરકત કરતા થઈ પડતો હોય તેનાથી દૂર રહી, જેનાથી આપણા કામમાં સવળતા થઈ પડતી હોય તેવો ખોરાક લેવાનું લાભકારક છે. માંસના ખોરાકના બીજા તેવા ઘણાક અવગુણો ઉપરાંત તેનામાં જે એક ખાસ અવગુણ દીઠામાં આવે છે તે એ છેકે, તેલી ધાથી આપણામાં દયાના ગુણનું ખંડન થાય છે. અને "દયા એજ દાતાર" છે, એટલે તે આપણી સરજતે પોંહચવાનું એક અતી અવસ્યનું પગલું છે. તેટલા માટે જેનાથી તે સામે હરકત આવતી હોય તેનાથી દૂર રહેવામાંજ આપણું સાર્થક છે.

આ રીતે ત્યારે માણસની તન શકિત, લાગણી, મન-શકિત, ખાસિયત વિગરે ઉપર જુદા જુદા પ્રકારના ખોરાકો શી અને કેવી રીતે અસર કરે છે, આપણી વૃધ્ધિમાં કયો ખોરાક સહાય કરતા અને કયો હરકત કરતા છે, તેના સંબંધમાં થીઓસોફી આપણી સામે રોશની ફેંકી આપણને માર્ગ બતાવે છે. પણ તે ઉપર અમલ કરવો કે નહી અને તે કેવી રીતે અને કેટલા પ્રમાણમાં, તે તો આપણી પોતાનીજ મુનસફી ઉપર છોડે છે. વૃધ્ધિના જે પગથિયાં ઉપર આપણે ઉભાં હોઇયે છીયે તેને અનુસરતો ખોરાક આપણે પોતેજ સ્વિકારી લઇયે છીયે.

ખોરાકના સંબંધમાં આપણને આટલું તો યાદ રાખવાનું છે કે તે કેવા પ્રકારનો અને કેટલા પ્રમાણમાં લેવો તેમાંજ માત્ર કાંઈ આપણી જીંદગીની નેમ સમાઈ જતી નથી. આપણે માત્ર ખાધાને માટેજ જીવતાં નથી, પણ જીંદગી ટકાવી રાખવા માટે ખાઇયે છીયે. અને હાલની આપણી વૃધ્ધિના તબકકે આપણે અનેક પ્રકારના સામસામા સંજોગોને આધીન છીયે, એટલે જેમ બીજી સઘળી બાબદમાં તેમ તેના સંબંધમાં પણ આપણી સમજ શકિતનો પુખ્ત ઉપયોગ કરી કામ લેવાનું અવસ્યનું છે. કારણ કે નહી તો વગર વિચારે, વગર સમજે, ઉછાછળાંપણા અથવા માત્ર તેવા ઝનુનથી તેના સંબંધમાં તેવું કાંઈ પગલું ભરવામાં હાની છે. આપણી વૃધ્ધિ ગજા ઉપરાંત કુદકા મારવાથી નહી પણ આપણી શકિતના પ્રમાણમાં સમો અને સંજોગ તપાસી ધીમે ધીમે પગલાં ભરવામાં છે. આપણી વૃધ્ધિ કાંઈ માત્ર અમુક પ્રકારનો ખોરાક લેવામાંજ સમાઈ જતી નથી. જો તેમ હતે તો વનસ્પતિ આહાર કરનારાં ગાય, બકરાં, મેંઢાં, વિગરે પ્રાણીઓ આપણાથી ઘણા આગળ વધી ગયાં હતે. ખોરાક તો માત્ર આપણી સરજતે પુગવામાં મદદ કરતા કાંઈ સંખ્યાબંધ સાધનો માહેલું એક સાધન છે.

વળી આપણને ધ્યાનમાં રાખવાનું છે કે જેમ બીજાં સઘળાંનાં તેમજ ખોરાકના સંબંધમાં પણ આપણી બાહેરનું ગમે એવું દબાણ ખપતું નથી. તેથી તો તેના સામેનો અભાવ સામો વધે છે. માત્ર આપણી અંદરખાનેની ખાતરીજ તેના સંબંધમાં તો ખપ આવે એમ છે. એટલે જેઓ પોતાને ઠીક અથવા જરૂરનો લાગતો ખોરાક પોતાની આસપાસનાઓને પણ પોતાની સત્તા વિગરેના દબાણથી લેવાની ફરજ પાડે છે, તેઓ થીઓસોફીના શિક્ષણ વિરૂધ્ધ જઈ તેને નાહકનું વગોવવાનું કારણ થઈ પડે છે.

વળી આ પણ ખરૂં છે કે જેઓ વનસ્પતિ ખોરાકની અગત્યતા પિછાને છે, તેઓ ઘણીક વેળાએ તેના સંબંધમાં અતેરૂં કરતા દીઠામાં આવે છે, પણ તેમાં કસુર થીઓસોફીનો નહી પણ તેવા શખ્સોની કમ સમજનો માની લેવાનો છે.



**૧૩—આપણામાં છેક અસલ વારથી વપરાતી આવેલી શરાબ જેવી વસ્તુ જે શરીરની આરોગ્યના કાજે તેમજ ખુશી ગમીમાં અને તેવા અનેક કારણોને માટે એકસરખી જરૂરની લેખાય છે અને જે ધર્મ ક્રિયાઓ વટીકમા ખપમાં લેવામાં આવે છે, તેની સામે બાધ નાખવામાં થીઓસોફી વાજબી તો લેખાવી નહીંજ જોઈએ!**

“ સાંજને છેડે કામથી કંટાળી બે પાંચ મિત્રો કલબ વિગેરેમાં ભેગા મળ્યા હોય ત્યારે થાક ઉતારી મનને રીજવવા કાજે, શેહાદી રામશની જેવા ખુશ હીગામમાં સલામતી લેવા કાજે, ગમ વિસરાવવા અથવા દુઃખ ભૂલાવવા માટે, ભૂખ લાવવા કાજે, તબીએતના સુધારા અર્થે દવા તરીકે કે તેવા બીજાં અનેક કારણો સર શરાબનો ઉપયોગ સારી દુનિયામાં છેક જંગલીથી તે સુધારામાં ઘણા આગળ વધી ગયલાં સઘળી પ્રકારના લોકો છેક અસલ વારેથી કરતાં આવાં છે; પણ તે કશું ધ્યાનમાં ન લેતાં અને જાણે દુનિયામાં બીજી જંજાળો અને દુઃખો ઓછાં હોય તેમ કાંઇ નહી તો ઘડી ભરતો તે ભૂલાવી નાખનાર શરાબ જેવું ઉપયોગી સાધન જાણે તે શ્રાપ હોય તેમ જો થીઓસોફી સલાહ આપતી હોય તો તે ‘ આપણા જેવાને પરવડે નહી ’ એવા ખ્યાલથી સાધારણ રીતે તેના સંબંધમાં કામ લેવામાં આવે છે.

જેઓને દારૂ પીવાની ટેવ પડી ગઈ છે, જેઓને તે વિના ચાલતુ નથી, જેઓને તેનો શોખ છે, તેઓ તેના ગુણો ગાય અને તેના ઉપયોગની અગત્યતા સ્વિકારે, એ તો સ્વાભાવિકજ છે; પણ જેઓ તે અસલ વારેથી ચાલતો આવેલો રિવાજ છે તેથીજ માત્ર તે સારો અથવા જરૂરનો છે એમ ધારી લઇને કામ લેવાને ના પાડી તેની ખુબી ખામીઓની તપાસ લેવાની મેહનત લે છે તેઓ તેને લગતા સાહીત્યના અભ્યાસ ઉપરથી, પોતાના અવલોકન ઉપરથી અથવા અનુભવ ઉપરથી સહેજે જાણી શકે છે કે ધારવામાં આવે છે તે માહેલો એકે ગુણ શરાબમાં નથીજ. તે નથી ખોરાકની જગા લેતો, તે નથી આપણી શરીર શક્તિમાં વધારો કરતો, કે તેનાથી નથી દવાની ગરજ સરતી. કાંઇ નહી. જેમ સાધારણ રીતે માની લેવામાં આવે છે તેમ તે ખચીતજ નહીં. કોઇ કોઈ મંદવાડમાં તેથી કાંઇક ફાયદો થતો હોય તે બનવા જોગ છે, પણ તે માત્ર તેવા કાંઇક જુજ અપવાદોમાંજ. આ કહેવું કાંઇ માત્ર થીયોસોફીનુંજ નથી પણ તેને હાલની આગળ વધતી જતી પશ્ચિમ તરફની વૈદક વિદ્યાનો પણ ટેકો છે. અને તે ટેકો આપનારાઓની સંખ્યામાં તેવા આગેવાન ડાકતરોનો દિન પર દિન વધારો થતોજ રહ્યો છે. જો દારૂથી કાંઇપણ ગુણ થતો હોય.—જે શકમંદ બીના છે—તો તે કરતાં ઘણા વિશેષ પ્રમાણમાં તેનાથી અવગુણ અને નુકશાન થાય છે. તેનાથી આપણી ખાસિયત ઉપર જે નઠારી અસર થાય છે તે હદ વગરની છે. મોટા પ્રમાણમાં તે લેવા થી તો તેની માઠી અસર થતી પ્રત્યક્ષ પ્રગટે છે. એટલે તેને માટે તો કશો સવાલજ નથી, પણ માફકસર લેવાથી પણ જોકે તેની અસર અણદીઠ અને ધીમી થાય છે, છતાં તે પણ એક ઝેર સમાનજ છે. દારૂના ઉપયોગથી દુનિયામાં જેટલી ખરાબી થાય છે તેટલી બીજા કશાથીજ નહી. તેનાથી કશો પણ લાભ થાય છે એ વિષે મોટા વિદ્વાન વૈદોમાં કાંઈ નહી તો મતફેર તો છેજ. જ્યારે તેનાથી થતા ગેરફાયદાઓ તો એક બાળક પણ જોઈ શકે છે. કોઈ પણ બદીનું ધામ જુવો, તો તેમાં દારૂ મુખ્ય પાત્ર ભજવતો દીઠામાં આવશે. કુછંદીપણું, અનીતિ, જુગાર. ચોરી, લુચ્ચાઇ, લડાઈ, ટંટો ફીસાદ વિગેરે હરકોઇ તેવી નઠારી બાબદને વધારી આપવામાં દારૂ મુખ્ય છે. "માફ કરજો જરા વધારે લેવાઇ ગયો હતો તેથી આમ બોલાઇ ગયું અથવા થઈ ગયું." એ વાકયમાંજ દારૂની સર્ટીફીકેટ છે. જો થોડા પ્રમાણમાં તેનો અમલ કરનારની આવી હાલત થઈ

પડવાનો સંભવ છે તો પછી તેનો હદબાહેર ઉપયોગ કરનાર ઉપર તેની અસર કેવી થાય છે તે તો આપણે જોઇ શકીયે છીયે. તે માણસને હેવાન કરતાં પણ ઉતરતી હાલતમાં લાવી નાખે છે. એના બૂરા લખે ભલાં નર નારીઓને પોતાને અને આસપાસનાઓને આપરૂપ બનાવી મેલ્યાં છે, સારી આશા આપનારા જુવાનિયાંઓને નીચે ગબડાવી નાખ્યા છે. તેથી હઝારો કુટુંબો રંજીદા અને પાયામાલ થઈ દુઃખ અને વિપત્તિમાં વિંટળાયા છે. દારૂનો ઉપયોગ કરનારી કોમો અને પ્રજાઓમાં ભાગ્યે એવું કોઈજ કુટુંબ હશે કે જે એ બૂરી બદીના આપરૂપી છાંટા થોડા કે ઘણાથી નિરાળું રહ્યું હોય. જેમ સોલેશૃંગાર વેસ્યાના બાબમાં બને છે તેમ દારૂનો ઉપયોગ તેની સપાટી ઉપર કદાચ તેવો ખુશનુમાં રંગરૂપ ધારણ કરતો હોય, પણ તેના ભિત્તરમાં તો આફત શિવાય બીજુ કશું સમાયલું નથી.

સુધારા વધારામાં ગમે એટલા આગળ વધેલા આપણે આપણને ધારતા હોઇયે, પણ આતો ખુલ્લુંજ છે કે વૃધ્ધિના આપણા હાલને તબકકે આપણે પાછળ મૂકી આવેલા હેવાનીયત હાલતના જુસ્સાઓનું પ્રબળ હજી આપણામાં વિશેષ પ્રમાણમાં છે. તેમને આપણી મરજીને વશ કરવાની લડત તો રાત દિન પુર જોરમાં ચાલુજ છે. હવે દારૂની આપણા ઉપર જે મુખ્ય નઠારી અસર થાય છે, તે આપણી મરજી (will power)ના સંબંધમાં છે. તે તેને અકળાવી ને અશકત કરી નાખે છે એટલે તેનો કાબુ આપણા જુસ્સાઓ ઉપર રહી શકતો નથી, અને જ્યાં આપણા જુસ્સાઓ આપણી મરજીને વશ નહી ત્યાં આપણી હાલત માણસ નહી પણ હેવાન સમાન થઈ પડે છે, તેનો તો કોઈ પણ દારૂડીયાની હાલત પ્રત્યક્ષ પુરાવો છે.

વળી દારૂનું 'મેગનેટીઝમ' એટલું તો નઠારૂં છે કે તેની આસપાસ માત્ર નઠારી અણદીઠ શકિતઓજ ખેંચાય છે. આ ખાકી દુનિયાની પેલે પાર બનતા અણદીઠ બનાવો જોવાની ને તપાસવાની જેઓની તેવી અંતર્દૃષ્ટિ કાંઇ પણ પ્રકારે ખીલેલી છે તેઓનું એમ એક સરખું કહેવું છે. તેની આસપાસના દેખાવો નવર્ણવા શકાય એવા ભયંકર રહે છે.

આ ઉપરાંત જેઓ પોતાના મનને કાબુમાં લાવવાની પોતાની ઉચ્ચ શકિત ખીલવવાની તજવીજ કરે છે, તેઓને તો તેમના કામને માટેનો દારૂનો ઉપયોગ અતીશય હરકત કરતા છે, એટલે તેવાઓને તો તેથી એકદમ અલગ રહેવાનું અવસ્યનું છે.

થીઓસોફી જે આપણને આપણો માર્ગ દેખાડનારી એક રોશની છે તે ઉપલાં સઘળાં કારણોને લીધે આપણને શરાબના ઉપયોગથી અલગ રહેવાની સલાહ આપે છે. જો કે અહીં પણ જોર જુલમ, ધાક ધમકી કે બાહેરના દબાણની કશી વાત નથી. શરાબ વિગરેના આવા અવગુણો છે અને તેના ઉપયોગમાં આટલા જોખમો સમાયલા છે. તે માત્ર આપણી સામે ધરી તે સલાહ પ્રમાણે અમલ કરવો કે નહી તે **આપણીજ** મુનસફી ઉપર છોડે છે, એટલે જો આપણે આપણી સમજ શકિતનો ઉપયોગ કરવામાં પશ્ચાત પડીશું તો છેવટે ઠોકર ખાઇને પણ ઠેકાણે તો આવવું પડશેજ. વખત પોતાનું કામ કર્યોજ જાય છે.



**૧૪—જાણે હસવું બોલવું એ કાંઇ પાપ હોય અને દુનિયાની સઘળી જંજાળ તેમનેજ માથે આવી પડી હોય એવા સાધારણ રીતે થીયોસોફીસ્ટો કુંઝરા અને ઉદાસ જેવા દીઠામાં આવે છે, અને જો થીયોસોફીના અભ્યાસથી આપણા ઉપર તેવી કાંઇ અસર થતી હોય, તો તેથી દુર રેહેવામાંજ લાભ રહેવો જોઇએ.**

થીયોસોફીનું એક શીક્ષણ આ છે કે ખુદા સર્વ વ્યાપક છે એટલે તેનો અંશ સઘળામાં છે; તેના વગર એક રજકણ પણ ખાલી નથી અને ખુદાનું એક સ્વરૂપ આનંદ છે, તો પછી દરેકના ભિત્તરમાં આનંદ તો વ્યાપી રહેલો હોવોજ જોઇએ. અને જો તેમ હોય તો બાહેરના ગમે એવા નઠારા સંજોગો છતાં જે આ સમજે છે તેને દુઃખી, થવાનું, જંજાળ કરવાનું અથવા બળાપો કરવાનું કશું કારણ નથી. જેટલા પ્રમાણમાં જેણે થીયોસોફીનું આ શીક્ષણ ગ્રહણ કીધું છે તેટલા પ્રમાણમાં તેનામાં તો શાન્તિ અને આનંદજ પ્રગટતો હોવો જોઇએ. ખરી વાત છે કે તેના અભ્યાસમાં ઘણીક વેળાએ તેથી ઉલટાજ પ્રકારનું દીઠામાં આવે છે, પણ તેમાં કસુર થીયોસોફીનો નહી, પણ તેને તેવી રીતે સમજી કામ લેનારનો છે.

જેઓ થીયોસોફી સમજવાની કાંઇ પણ કોશીશ કરે છે તેઓને જીંદગીની મોતેબરીનો એવો તો ઉમદા ખ્યાલ આવે છે કે જેથી સાધારણ જનોને જે સુખરૂપ લાગે છે તેમાં તેઓને કાંઈ રસ લાગતો નથી. ગંભીરપણે પોતાની ફરજો બજાવવા જનારાં માબાપોને તેમના છોકરાંઓની

બચ્ચાં સાહી રમતોમાં કાંઈ મઝા નહી પડતી હોવાને કારણે તેઓ તેમાં ભાગ લેતાં નથી, પણ તેથી તેઓ કુંઝરાના વર્ગમાં લેખાતાં નથી. એટલે જો કોઇ અમૂક બાબદ જે સામાને પસંદ હોય તેમાં રસ નહી લેતો હોય તો માત્ર તેટલા ઉપરથીજ તેને કુંજરો માની લેવામાં ગેર-ઈનસાફ છે. એમાં પણ આપણી પ્રકૃતિ મુખ્ય ભાગ ભજવે છે. થીઓ-સોફી કે બીજા કશા તેવા અભ્યાસ છતાં આપણે મુખ્ય કરીને આપણી જાતી પ્રકૃતિ પ્રમાણેજ ચાલીયે છીયે. અને તે પ્રમણે આપણે તેવી ચીજોમાં રસ લઇયે છીયે, એકાદ અભણ ગામડિયો, જેથી આપણા જેવાને સમળગો કંટાળો આવે તેવા ભવૈયાઓના નાચથી આનંદ પામતો દેખાશે, જ્યારે બીજો કોઇ તેવા ઉમદા ગાયનો કે જે તે ગામડિયાને મનને કંટાળો ઉપજાવનારાં હશે તેમાં લીન થઇ ગયલો માલમ પડશે. કોઇ માત્ર ખાધાપીધામાંજ મોજ માની લે છે તો કોઇ વળી વાંચન અને અભ્યાસમાં મગ્ન રહે છે. કોઈ માત્ર પૈસા સંગ્રહવામાં મઝા મેળવે છે તો કોઇ વળી સખાવત અને પરમાર્થમાં સુખ માની લે છે. અને એક થીઓસોફીસ્ટની જીંદગીની નેમ સાધારણ માણસો કરતાં જુદી હોવાથી, પાછલાંઓ જેમાં મોજ માની લે છે તેની પિછાન કરવામાં તે થીઓસોફીસ્ટ કદાચ પછાત પડતો દેખાશે, પણ તેથી તે જેમાં મોજ માનતો હશે તેમાં રસ લેવાને પછાત પડતો નથી.

અલબતાં જેઓ પોતાની ફરજોનો ખરો ખ્યાલ ધરાવે છે અને તેમની જોખમદારી સમજે છે, તેઓમાં ગંભીરતા તો વધવીજ જોઇએ; પણ ગંભીરતા અને કુંઝરાપણું એ બેમાં મોટો ફેર છે. અને એ ગંભીરતાની છાપને કુંઝરાપણા સાથે ભેલી નાખવામાં ઘણી વેળાએ થીઓસો-ફીસ્ટોને ગેરઇનસાફ થતો જોવામાં આવે છે.

વળી ખાઇ પી હસી બોલીને આ સંસાર સુખનો બની શકે એટલો લહાવો લઇ લેવામાં સાધારણ રીતે આ જીંદગીની નેમ મનાય છે. અને જ્યાં સુધી તેવા સંજોગો ભેગા મળેલા હોય છે ત્યાં સુધી જીંદગીની ભિત્તરની નેમ જાણવા વિષે ઝાઝી દરકાર કરવામાં આવતી નથી. એ તો 'સુખે સોની અને દુખે રામ': તેમ જ્યારે કાંઇ દુઃખ આવી પડે છે, જ્યારે દુનિયાની જંજાળો વધી જાય છે, જ્યારે હાલત સંકડામણમાં આવી પડે છે, જ્યારે ગરીબાઇ અને લાચારી ઘર કરે છે, અને જ્યારે તેમાંથી છુટવાનો કાંઈ ઉપાય જડતો નથી, ત્યારે તે સઘળાંનું કારણ શું

તે જાણવા તરફ આપણી વૃત્તિ દોડે છે. મનની આવી હાલતમાં ઘડી ભરતો આપણને આ સંસાર મીથ્યા લાગે છે અને તે ઉપરથી આપણું દીલ ઉડી જાય છે; અને સઘળાં સુખ દુઃખનો ખુલાસો થીયોસોફીમાંથી મલી આવતો હોવાથી તેવાઓ તેના અભ્યાસ તરફ ખેંચાય એ સ્વાભાવિક છે, અને થીયોસોફીના અભ્યાસથી ઉપજતો નહી પણ તેના અભ્યાસ તરફ ઉપલાં કારણોએ ખેંચાનારાઓમાં શરૂઆતમાં જોવામાં આવતા તેવા કાંઇ છાપનો દોષ વગર સમજે સાધારણ રીતે થીયોસોફી ઉપર ઢોળી દેવામાં આવે છે.

થીયોસોફીના અભ્યાસના સંબંધમાં ગમે એટલું વિચારવા અને કહેવા માં આવે, પણ આટલું તો ખરૂંજ છે કે જેમ જેમ તેનો અભ્યાસ ઉંડો થતો જાય છે, જેમ જેમ તે સમજમાં ઉતરતી જાય છે, તેમ તેમ આપણે દરેક ચીજને તેને લાયકની જગ્યામાં ગોઠવાયલી જોઇએ છીએ. અને દુનિયામાં જે કાંઇ બને છે તે સારાનેજ કાજે છે અને તેના મૂળમાં ખુદાની અથાગ દયા અને અપરમપાર પ્યાર છે એમ આપણે સમજતા થવાથી કાંઇ ઓર તરાંહની શાન્તિ અને આનંદ આપણામાં વાસો કરી રહે છે. ખરા થીયોસોફીસ્ટોમાં તો તે હંમેશા પ્રગટેલાં રહે છેજ. એટલે જેટલા પ્રમાણમાં તેવા કોઇ અભ્યાસીમાં તે ઓછાં જોવામાં આવે છે તેટલા પ્રમાણમાં થીયોસોફીના શીક્ષણ અમલમાં મુકવામાં તે પાછાત પડેલો લેખાવો જોઇએ છે.



## ૧૫.—થીયોસોફીના અભ્યાસથી મન ઉપર માઠી અસર થતી સાધારણ રીતે માનવામાં આવવાનું કારણ શું?

થીયોસોફીના અભ્યાસથી આપણા મન ઉપર કાંઇ પણ માઠી અસર થાય એ બનવુંજ અશક્ય છે. એના અભ્યાસથી તો આપણા મનના ગુંચવાડાઓ દુર થઇ સામુ આપણને સંતોષ અને શાન્તિ પ્રાપ્ત થાય છે. એના અભ્યાસથી નહીં, પણ જેમાં હાથ ઘાલવો એ નુકસાનકારક છે એવી તેની ખુલ્લી ચેતવણી છતાં, કમ સમજથી અથવા હલકાઇથી તેવી બાબદોમાં માથું મારવા જતાં, અને તે અભ્યાસનો ગેરઉપયોગ કરવાથી, કેટલીક વેળાએ તેવી કાંઇ માઠી અસર ઉપજે છે એ ખરૂં. પણ તેમ તો વીજળી, કેમીસ્ત્રી, વગેરે દરેક વિદ્યાના સંબંધમાં પણ બનતું આવે છે.

અનેક પ્રકારના કારણોથી સાધારણ કરતાં કાંઇક જુદા ફેરફારો

સારા અથવા માઠા માણસમાં થતા જોવામાં આવે છે. ખુદાઇ રાહે ચાલવાથી, અશોઇનો માર્ગ ધરવાથી, અથવા થોડા અભ્યાસથી આપણી કેટલીક ઉંચ શકિતઓ ખીલે છે અને તે મારફતે અદભૂત પ્રકારના બનાવો પ્રગટે છે, અથવા તો તેવા કોઈ માણસમાં તેના અણદીઠ શરીરોમાં થયલા ફેરફારોથી અથવા તો બીજાં કોઇ તેવાં કારણોએ તેનામાં કાંઇક વિચીત્ર પ્રકારના બનાવો બનતા દીઠામાં આવે છે. હીસ્ટીરીયા કહો, અમુક પ્રકારનું ઘેલાપણું કહો, વિગરે બનાવો સઘળાજ કાંઇ માત્ર ખોટા ઢોંગજ હોતા નથી—તે બનાવો ખરાજ છે, એમ થીયોસોફી ખુલાસાવાર સમજાવે છે, તેમજ વળી અદભૂત બનાવો અને તેવી શક્તિઓની હસ્તી તે સ્વિકારે છે ખરી, પણ તે ઉપરથી કાંઈ એમ નથી કરતું કે તે સઘળું થીયોસોફી એકસરખું ફાયદાકારક ગણે છે, અને તે પ્રમાણે અમલ કરવાની સલાહ આપે છે. એક બાબદની હસ્તી સ્વિકારવી અને તેનો ખુલાસો આપવો એ કાંઇ તેના ઉપયોગીપણાની સાબીતી તો નથીજ. સામું થીયોસોફી તો એવી બાબદોમાં વગર લાયકાતે હાથ ઘાલવાથી, તેમજ વળી તેવી બીજી બાબદોમાં સમાયલા ભારે જોખમો અને તેથી થતાં નુકસાન તરફ આપણું ધ્યાન ખેંચી તેથી દૂર રહેવાની આપણને સલાહ અને ચેતવણી આપે છે. એટલે તેથી થતાં નુકસાનની જોખમદારી થીયોસોફીને માથે નહીં પણ જેઓ તે સઘળાંને વગર વિચારે કામમાં લાવી પોતાને નુકશાન કરે છે તેઓને માથે રહે છે; અને તેથી જેઓ થીયોસોફીને એ ઉપરથી 'હમબગ' અને ઢોંગના વર્ગમાં મૂકી તેને હસી કાઢે છે, તેમનું અજ્ઞાનપણું સાબેત થાય છે.

આવાં કોઇ કારણે અને સંજોગે જો કોઈ આવા કાંઈ બનાવના સપાટામાં આવી ગયું હોય છે તો, તેનો ખુલાસો મેળવવા અને તેમાંથી છૂટવા મદદ મેળવવા કાજે તેવાં માણસોની નજર સ્વાભાવિક રીતે થીયોસોફી તરફ ખેંચાય છે, એટલે થીયોસોફી વિષે માત્ર ઉપર ટપકેથી મત બાંધી બેઠેલાઓ તેવાં માણસોની હાલતનું મૂળ તેનેજ ઠોકી બેસાડે છે અને તે બનાવોના સંબંધમાં જાવામાં આવતાં નુકસાનકારક પરિણામોનો દોષ તેને માથે ચઢાવી દે છે! પણ દારૂગોળો બને છે એમ કહેવાથી અને તે કેમ બને છે તેની સમજ આપવાથી રસાયણશાસ્ત્ર બૉમ્બ ફેંકવાની સલાહ આપે છે એમ કેહવું જેટલું ગેરવાજબી છે. તેટલુંજ ઉપલા કોઈ

બનાવોથી ઉપજતાં નુકસાનકારક પરિણામને માટે થીઓસોફીને જવાબદાર લેખવી એ મુર્ખાઇભરેલું છે.

વળી જે થીઓસોફીનો અભ્યાસી છે તેને વખોડવા જે બાબદો ઉપર સાધારણ રીતે લોકો વિશેષ ભાર મુકે છે—જેવી કે ખાધા-પીધા, પેહરવા-ઓઢવા, ફરવા-હરવા વિગરે—તેને તે ઝાઝી અગત્યતા આપતો નથી, પણ તે કરતાં કાંઇ વિશેષ ઉપયોગી બાબદોમાં પોતાનો વખત રોકવાનું તે બેહતર સમજે છે. તે સામાન્ય લોકોને પસંદ પડતી ન હોવાથી તે કાંઇક " ચક્રમ " લાગે છે; અને પોતાને જે ઠીક લાગે છે તેમાં તેને પછાત પડતો ભાગ લેતો દેખી તેઓ થીઓસોફીને વગોવે છે!

તેમજ વળી કોઇને પણ થીઓસોફીનો અભ્યાસ કરવા સામે કશો અટકાવ નથી અને ભિન્ન ભિન્ન પ્રકારના લોકો તેનો લાભ લઈ શકે છે એટલે પછી તેમની પ્રકૃતિ પ્રમાણે તેઓ તેને રંગ રૂપ આપી તે પ્રમાણે વર્તે એ તો દેખીતુંજ છે. તો પછી તેવા કોઇએ તેને આપેલા નાપસંદ રંગ રૂપને માટે જવાબદાર લેખવાનું જો વાજબી ગણાય તો પછી આપણી કોમમાં બનતા ગુનાહો માટે આપણો ધર્મ પણ જવાબદાર લેખાવો જોઇએ!



## ૧૬.—થીઓસોફીના અભ્યાસથી પોતાની સાધારણ ફરજો તજી દુનિયાથી ઉખડી ગયલા જેવી હાલતમાં આવી પડાય છે તેનું કેમ?

આના સંબંધમાં પણ થીઓસોફીના તેવા કોઈ અભ્યાસીઓની ખામીઓનો દોષ વગર પાયે થીઓસોફી ઉપર નાખવામાં આવતો દીઠામાં આવે છે. આપણે જોઈ ગયા તેમ થીઓસોફી તો દરેકને પોતાની જરા કે જરા ફરજો અદા કરવા કહે છે. પણ તે કેમ કરવી તે આપણી પોતાની પ્રકૃતિ અને શકિતઓ ઉપર આધાર રાખે છે. દાખલા તરીકે કોઈ પોતાનો ગુજારો તનથી મેહનત મજુરી કરી કરતો હશે તો કોઇ પોતાની મન શકિતનો ઉપયોગ કરી પોતાનો હેતુ પાર પાડતો હશે. કોઈ પૈસા આપી સખાવત કરી છુટશે તો કોઈ વળી તેની ગેરહાજરીમાં મીઠી વાણીથી અથવા તો દયાના કામથી તે મતલબ સાચવવા દેશે. હવે જેમ જેમ આપણે બૃધ્ધિમાં આગળ વધતા જઇએ છૈયે તેમ તેમ આપણામાં અનેક પ્રકારની શકિતઓ ખીલતી જાય છે અને તેમની મારફતે આપણી

સાધારણ શકિતઓથી બની શકતાં કામો કરતાં વધારે ઉપયોગી કામો કરવાને આપણે શક્તિવાન થઇયે છૈયે, એટલે તેવી કાંઇ શકિતનો ઉપયોગ કરતું માણસ આપણુને દેખીતી રીતે નકામું બેઠેલું જેવું લાગે છે, જોકે ખરી રીતે તો તે આપણા જેવાં સાધારણ માણસો કરતાં વિશેષ પ્રમાણમાં રોકાયલું હોય છે. પણ આવા બાહેરના દેખાવ ઉપરથી ભૂલાવો ખાઇને સાધારણ રીતે એમ માની લેવામાં આવે છે કે થીયોસોફી પ્રમાણે જીંદગી ગુજારવા માટે આપણા સાધારણ કામો પડતાં નાખવાના છે, અને જેઓ આ બાબદ બરાબર સમજતા નથી તેઓ તેવાં માણસોને દેખીતી રીતે પોતાના જેવુ કામ કરતા નહિ જોઈ પોતાની ફરજો તજી માત્ર તેમના બાહેરના દેખાવની નકલ કરવામાં સઘળું આવી રહેલું સમજી થીયોસોફીને વગોવવા કારણ રૂપ થઇ પડે છે.

તેમજ વળી જેઓને મેહનત કરવા ગમતી નથી, જેઓ કામ કરવાથી કંટાળે છે, જેઓ આળશાઇને સ્પસ્તીપણાંનું રૂપ દેખે છે, જેઓ અનેક કારણોસર પોતાની ફરજોમાંથી છટકવા ચાહે છે, તેઓ પોતાની આ ખામીઓ ઢાંકવા તેવાં માણસોના માત્ર બાહેરના દેખાવની નકલ કરી તેનું ઓઠું આગળ ધરે છે, બાકી જેઓ ખરૂં થીયોસોફીના શિક્ષણો પ્રમાણે અમલ કરે છે તેમની તો એક એક પલ જાગતાં અને ઉંઘતાં ઉપયોગી કામોમાં રોકાઇ રહેલી છે.

વળી આ પણ દેખીતુંજ છે કે જેમ જેમ આપણે વૃધ્ધિમાં આગળ વધતા જઇયે છીયે તેમ તેમ જીંદગી ગુજારવાની આપણી નેમમાં ફેર પડતો જાય છે. સાધારણ રીતે તો પૈસા મેલવવા, આ સંસારના નાના પ્રકારના સુખો અને વૈભવો ભોગવવામાંજ જીંદગીની નેમ રહેલી સમજવામાં આવે છે; પણ થીયોસોફીનાં અભ્યાસ પછી આપણી જીંદગીની ખરી નેમ શી છે અને તે આપણી સરજતને લાયક થવા કાજે શી શી અને કેવા પ્રકારે તૈયારી કરવાની છે તે તરફ આપણું લક્ષ દોડે છે; અને તે પ્રકારની જીંદગી સાધારણ કરતાં કાંઇકે જુદીજ રહે છે, તેમાં સંસાર સુખના સાધનો ભેગાં કરવાની જગ્યા આપણી ઉતરતી વાસનાઓ અને જુસ્સાઓને દાબી, આપણા તન મન વિગેરેને કેળવવા, તેમની શકિતઓ ખીલવી આપણા સદ્દગુણો વધારતા જઇ આપણી ખાસીયત ઉંચ પ્રકારની બનાવવા, આપણી સરજતને લાયક થવાની કોશીશ લે છે. એટલે પછી કાંઇક તેવી જીંદગી ગુજારવાની કોશીશ કરનાર સામાઓને

સાધારણ રીતે દુનિયાથી ઉખડી ગયેલા જેવા લાગે એ તો સ્વભાવીકજ છે. આમ બનવાનું કારણ જીંદગીની ઉપલી બે જુદી જુદી નેમોના તફાવતમાં સમાયલું છે. અને તે અમલમાં મુકવામાં આપણે ગમે એટલા પછાત પડતા હોઇએ, પણ આટલું તો ખુલુંજ છે કે માત્ર સંસાર સુખ સાધનો ભેગા કરવા કરતાં આપણા સદ્ગુણો વિગેરે ખીલવી પરમાર્થ માર્ગે ચાલવું એ વધારે પસંદ કરવા જોગ છે. તો પછી તેવા પ્રકારની જીંદગી ગુજારવાની તજવીજ કરવામાં દુનિયાથી ઉખડી જવાતું નથી, પણ દુનિયાનાં કાર્યોની ઇમારત અચળ પાયા ઉપર રચાતી જાય છે.



**૧૭—થીયોસોફીના શિક્ષણો બુદ્ધ અને હિંદુ ધર્મને જે પ્રકારે મલતાં આવે છે તે ઉપરથી થીયોસોફી એ બે ધર્મોનું માત્ર એક નવું સ્વરૂપ હોય એવું અનુમાન ઉઠાવવાને શું કારણ નથી મલતું ?**

જરથોસ્તી, ખ્રીસ્તી અથવા ઇસલામી ધર્મોના શીક્ષણો કરતાં થીયોસોફીના શીક્ષણો હિંદુ અને બુધ્ધ ધર્મોના શીક્ષણોને ઘણે દરજ્જે મલતાં આવતાં દેખાય છે, એટલે પેહેલી નજરે જોતાં એ બે ધર્મોજ નવાં સ્વરૂપે આપણી સામે રજુ કરવામાં આવતાં હોય એમ સ્વાભાવિક રીતેજ આપણને લાગે છે. પણ આપણે જોઇ ગયા છૈયે તેમ થીયોસોફી એ સઘળા ધર્મોનું મૂળ છે, એટલે દરેક ધર્મમાં સંજોગો પ્રમાણે તે ઓછા કે વધતા પ્રમાણમાં પ્રગટે તો છેજ. પણ હિંદુ અને બુધ્ધ ધર્મોમાં તે જે વધારે જોરથી પ્રકાશી રહેલી દીઠામાં આવે છે તેનું એક મૂળ કારણ તે ધર્મોનું બોહળું સાહીત્ય છે. જરથોસ્તી ધર્મ સાહીત્ય તો હાલમાં આપણી પાસે કાંઇક નજીવું જેવુંજ અને તે પણ ભાંગી તુટી હાલતમાં સચવાઈ રહેલું છે, અને તે ગુમ થઇ ગયલા અતી મોટા ભાગમાં થીયોસોફીના શીક્ષણે કેટલા પ્રમાણમાં પ્રગટતાં હતાં તે હાલમાં આપણાથી કહી શકાય એમ નથીજ તેમજ જે ભાગ બાકી રહ્યોછે તે ઉકેળવાની ચાવીની ગેરહાજરીમાં તેમાં પણ તે શીક્ષણો કેટલા પ્રમાણમાં છે તેનો ખુલાસો મેલવી શકાતો નથી,—ફાયલૉ લૅાજીને આધારે માત્ર તેના શબ્દાર્થોથી ઉકેલી શકાય એમ નથી. તે સમજવાને માટે ફીલસુફી અને અવસ્ય કરીને આત્મજ્ઞાનની જરૂર છે અને ઇરાન છોડી આવ્યા પછી કોઇક અપવાદો સિવાય તેવા જ્ઞાનીઓની ખુટ તો આપણામાં આજ પર્યંત ચાલતી આવી

છે, એટલે પછી આપણા ધર્મની આવી હાલતમાં તેમાં થીયોસોફીનો પ્રકાશ દીઠામાં નહી આવે તો તેમાં કાંઈ વિસ્મય પામવા જેવું નથી.

એટલુંજ નહિ, પણ જરથોસ્તી ધર્મનો બીજા ધર્મો અને થીયોસોફી સાથ મુકાબલો કરી, અભ્યાસ કરી, તેને જાહેરમાં મુકનાર ઉસ્તાદો પણ પારસી કોમે પેદા કીધા નથી, એ ખેદકારક છે.

તેમજ વળી ધર્મોના ભેદો સમજવાને માટે માત્ર આપણા મનની તર્કો ચાલી શકે એમ નથીજ. તે સમજવાને માટે તો અંતર્જ્ઞાનથી જાતી અનુભવ મેલવવાની જરૂર છે. અને જ્યારે આપણામાં તો તેવા કોઇ જ્ઞાનીઓની માત્ર દંતકથાજ ચાલુ રહી છે ત્યારે હિંદુ અને બુધ્ધ ધર્મમાં તો—જો કે આગળના જેટલા પ્રમાણમાં નહી તો પણ—હાલના વખતમાં પણ તેવા જ્ઞાનીઓનો સીલસીલો જળવાઇ રહેલો દીઠામાં આવે છે અને તેઓ પોતાના અંતર્જ્ઞાનના અનુભવઉપરથી ધર્મ ઉપર અનેક પ્રકારે અજવાળું નાખી તેની અંદરની જોત જાગતી રાખવાને શક્તિવાન થયા છે.

વળી હાલમાં જરથોસ્તી, ખ્રીસ્તી, વિગરે ધર્મોવાળાઓ તો તેનો ભાવાર્થ તજી માત્ર તેના કોટલાં ઉપરજ ભાર મુકવા લાગ્યા છે એટલે થીયોસોફી જે દરેક ધર્મના જીવરૂપ છે તે તે કોટલામાં ઓછી પ્રગટતી દેખાય એ સ્વાભાવિકજ છે. પણ જરા ઉંડા ઉતરતાં દરેક ધર્મમાં થીયોસોફીનો ઝરો વહેતો નજરે પડે છે. થીયોસોફીની રોશનીથી ન સમજ પડે એવાં ધર્મના લખાણોનો જે અક્કલ પસંદ ખુલાસો મલી શકે છે તેજ તેનો પુરાવો છે.



## ૧૮.—થીયોસોફીનો અભ્યાસ આપણને નાસ્તીકપણા તરફ દોરવી લઇ જાય છે એ શું ખરૂં છે?

આનો ખુલાસો ખુદા વિષેના આપણા ખ્યાલ ઉપર આધાર રાખે છે. આપણી પ્રકૃતિ અને સમજ પ્રમાણે ખુદા વિષે આપણે ભિન્ન ભિન્ન પ્રકારના ખ્યાલો ધરાવિયે છૈયે, એટલે તે એક બીજાથી જુદા પડે એ તો દેખીતુંજ છે. અને બીજા કોઇનો તે વિષેનો ખ્યાલ આપણા તે માટેના ખ્યાલને મળતો આવતો નથી. તો તેને આપણે ઘણું કરીને "નાસ્તીક" ના વર્ગમાં મુકી દઇયે છૈયે. એક જંગલી માણસ ખુદા વિષેનો જે ખ્યાલ ધરાવે તે કરતાં જુદાજ પ્રકારનો ખ્યાલ તેને માટે એક ફીલસુફ ધરાવતો જોવામાં આવશે. જ્યારે વળી એક સાધુના તે માટેના ખ્યાલમાં ઘણો

તફાવત દીઠામાં આવશે, એટલુંજ નહિ પણ એકજ કોમ અને એકજ ધર્મમાં માનનારાંઓમાં પણ એના સંબંધમાં ઘણો મતફેર દીઠામાં આવશે. દાખલા તરીકે જરથોસ્તી તર્ગેકે આપણે એક ખુદામાં માનીએ છૈયે (એમ કહેવામાં આવે છે), પણ તે માટેની વ્યાખ્યા મેળવવા જતાં તેમાં અનેક પ્રકારના તફાવતો દીઠામાં આવે છે. એક અભણ ડોસા, એક 'ઑરથૉડૉક્ષ' શખ્સ, હાલની કેળવણી લીધેલો એક સાધારણ સંસારી માણસ, ધર્મના લખાણોને માત્ર તેના શબ્દાર્થ પ્રમાણે ઉકેલનાર એક અભ્યાસી, એક ધંધાદારી ધર્મગુરૂ, વિગેરે એવાં અનેક જનો તેના સંબંધમાં જે ચીતાર આપણી સામે રજુ કરે છે તેમાં અતિશય તફાવત માલમ પડશે. કોઈ તેને આપણામાં સાધારણ દીઠામાં આવતા સઘળા ગુણ દોષો, ગુસ્સો, સખ્તાઈ, કરડાઈ, પક્ષપાતી, દયા, મેહેરબાની, ભલાઈ, નેકી વિગેરેથી ભરેલા એક મહા બળવાન પણ માત્ર માણસ રૂપ ધારી લઈ આપણા વાંકસર ગુસ્સે થઈ આપણને શિક્ષા કરતા અથવા તો આપણા પશ્ચાતાપ અને આજીજીથી પીગળી જઈ આપણી ઉપર દયા કરતા, પણ કાંઇ પણ નક્કી ધોરણ ઉપર નહિ પણ માત્ર પોતાના ફાંટા પ્રમાણે રાજ કરતા એક બીન જોખમદાર પાદશાહ તરીકે ચીતારશે; તો બીજો કોઈ વળી તેને આપણા તરફ બેદરકાર રહી આપણને રવડતા નાખી આપણાથી દૂર અને અળગ રહી તમાસો જોતો અથવા તો પોતાના તેવા કાંઈ કામોમાં ગુંથાયલો રજુ કરશે. કોઇ તેને જગતમાં સઘળે વ્યાપી રહેલો દેખશે તો કોઇ વળી તેનામાં આખું જગત સમાઇ રહેલાં છતાં તેને તેની બાહેર પણ ફેલાયલો ભાળશે. કોઇ તેને અમુક આકારવાળો નૂરી શક્તિ તરીકે પિછાનશે તો કોઇ વળી તેને નીરાકાર, નિર્ગુણ ધારી તેની કાંઇ પણ વ્યાખ્યા આપતાં અટકશે. ખરૂં પુછાવો તો આપણું મન, પછી તે ગમે એટલા બોહોળા વિસ્તારમાં હોય છતાં, તે અમુક હદમાં કામ કરી શકે છે—તેના બાહેર તે પોંહાચી શકતું નથી—એટલે હદથી બંધાયેલું આપણું મન જે અનહદ છે તેને પોંહાચી શકે એમ નથી. ખુદા વિષેનો આપણે જે ખ્યાલ ઉભો કરીએ છૈયે તે બેહાનાર સમુદ્ર માહેલું પાણી આપણી પાસેના એકાદ વાસણમાં ભરી તેને આખા સમુદ્ર રૂપ માની લેવા બરાબર છે.

દુનયામાં એવું કોઇ જીવજોજ હશે કે જે કાંઇ ને કાંઇ પ્રકારની શક્તિ કે જેમાંથી આ જગત ઉભું થયું છે તેમાં માનતું નહી હોય. તે

શક્તિ કેવા પ્રકારની છે, તે કેવી રીતે ક્રિયા કરે છે, તેમ કરવાની તેની મતલબ શી છે, વિગેરેના સંબંધમાં મોટો મતફેર જોવામાં આવશે ખરો, પણ તેવી કાંઇ અસલ **મૂળ શક્તિ**ની હસ્તી તો કાંઇ ને કાંઇ રૂપે સવે કબૂલ રાખતાં જોવામાં આવે છે, પછી તે એક જંગલીમાં જગલી માણુસ કહો, એક મોટામાં મોટો ફીલસફ કહો, એક જ્ઞાની કહો કે એક સાધુ કહો. આ ઉપરથી આપણે જોઇ શકીયે છૈયે કે ખુદાની હસ્તીમાં માનતુ નહી હોય એવું કોઈ જવલેજ દીઠામાં આવે છે. અલબતાં તેની શકિતઓ અને સ્વરૂપના સંબંધમાં આપણે અનેક પ્રકારના ખ્યાલો ઉભા કરીગે છૈયે, પણ તેવું આપણે આપેલું રૂપજ ખરૂં છે અથવા તો તેમાજ તેની સંપુર્ણ વ્યાખ્યા સમાઇ જાય છે, એમ તો નથીજ. એટલે તેના સંબંધમાં બીજા કોઈના ખ્યાલો આપણા ખ્યાલોને મલતા નહી આવે તો તેટલાં ઉપરથી એમ માની લેવું કે તેઓ ખુદામાં માનતા નથી, અને 'નાસ્તીક" છે, એ કાંઇજ નહી પણ પોતાની સમજ શકિતનું માત્ર ઠાળી અભિમાન છે.

વળી થીયોસોફી મીનોઇ હસ્તીઓમાં માને છે. અમસાસપંદો, યઝદો, ફીરેસતાઓ વિગરે જેવા જગતના કારોબારમાં ક્રિયા ચલાવી રહેલી મહાન શકિતઓનો સ્વિકાર કરે છે, તો પછી તે સઘળાંના મૂળની હસ્તી ના પાડે એ બનવાજોગ નથી.

ખુદા વિષેનો થીયોસોફીમાં જે ખ્યાલ આપવામાં આવે છે તે એટલો તો બુલંદ છે કે સાધારણ રીતે ત્યાં સૂધી આપણું મન પોહોંચી શકતું નથી, એટલે તે વ્યાખ્યામાં ખુદાની હસ્તી નહી સ્વિકારવામાં આવતી હોય એમ સાધારણ રીતે લાગે એ સ્વભાવિક છે, પણ તેમાં ખામી તે વ્યાખ્યાની નહી પણ તે સમજવાની આપણી શક્તિની કોતાઇમાં છે. થીયોસોફી ખુદાની હસ્તી સ્વિકારે છે એટલુંજ નહી પણ તે સર્વવ્યાપક છે અને સઘળું તેનામાંજ સમાઇ જાય છે એવું તેનું શિક્ષણ છે.



**૧૯.—એવું પણ કહેવામાં આવે છે કે થીયોસોફી એક કરતાં વધારે ખુદામાં માનવાનું શીખવે છે, એ શું ખરૂં છે?**

આ ભૂલ ભરેલા વિચારનો પાયો પણ માત્ર સમજફેર ઉપર રચાયલો દીઠામાં આવે છે. **તે મહાન મૂળ શકતી** જેનાથી સઘળું છે તે તો માત્ર **એકજ** છે, પણ તે ગમે એ નામે કે પ્રકારે ઓળખાતી હોય. દુનિયામાં એવો કોઇ પણ ધર્મ કે ફીલસુફી નથી કે જેમાં અનેક ખુદાઓની

હસ્તી સ્વિકારવામાં આવી હોય. સાધારણ રીતે આપણામાં એવો કાંઈક ખ્યાલ છે કે હિંદુ ધર્મમાં અનેક ખુદાની હસ્તી માનવાનું શીખવવામાં આવે છે. પણ તે વિચાર ખચીતજ ભૂલ ભરેલો છે. તે ધર્મમાં અનેક ચઢઉતર મહાન શકિતઓ સ્વિકારવામાં આવેલી દીઠામાં આવે છે ખરી અને તેમનાં જે સ્વરૂપો આપણી સામે તેમાં ધરવામાં આવ્યાં છે તેમાં ઉંચ દરજ્જેની ઇશ્વરી શકતીઓનો એટલો તો પ્રકાશ જોવામાં આવે છે કે જે અર્થે સાધારણ રીતે ખુદા શબ્દ વપરાય છે તે અર્થે તેમને લઈ હિંદુઓ અનેક ખુદામાં માને છે એમ ધારી લેવામાં આવે છે. પણ સહેજ પણ ઉંડાણ તપાસ કરવાની મેહેનત લેતાં તુરતજ માલમ પડી આવે છે કે એ સઘળી મહાન શકિતઓ ઉપર માત્ર એકજ સર્વોપરી શકિત રાજ્ય ચલાવી રહી છે એમ એ ધર્મનું પણ ખુલ્લું શિક્ષણ છે, જો કે તે પ્રસંગ પ્રમાણે જુદે જુદે નામે ઓળખાય છે. અને તેજ પ્રમાણે તેવી મહાન ચઢઉતર મીનોઇ શકિતઓનો સીલસીલો જરથોસ્તી, ખ્રીસ્તી, ઇસ્લામી, વિગેરે ધર્મોમાં પણ જોવામાં આવે છે. ખરૂં છે કે ખ્રીસ્તીઓનો પ્રોટેસ્ટંટ પંથ ખુદા પછીની તેથી ઉતરતી મીનોઇ શકિતઓનો સ્વિકાર કરતો નથી, અને સુધરેલાઓમાં ખપવા કાજે તેમને પગલે ચાલનારા આજ કાલના કેટલાક જરથોસ્તીઓ પણ તેમનો સ્વિકાર કરતા નથી. પણ 'એન્જલ્સ' 'આર્ક એન્જલ્સ' વિગેરે નુરી શકતીઓ કબૂલ રાખતો ખ્રીસ્તી ધર્મ, યઝદો, અમશાસપંદો વિગેરેની હસ્તી સ્વિકારતો જરથોસ્તી ધર્મ, ફીરેસ્તાઓ વિગેરે નુરી શકતીઓ માન્ય રાખતો ઇસ્લામી ધર્મ, એ સઘળા તેવી મહાન શકિતઓની હસ્તીની શાક્ષી પુરતા આપણી સામે ખડા છે. જો કે તે સઘળી શકિતઓનું મૂળ અને સર્વોપરી તો એકજ ખુદા છે. આ મહાન મીનોઇ શકિતઓને હિંદુઓ દેવ-દેવતા તરીકે પીછાને છે અને આપણે જે અર્થે ખુદા લઇએ છૈયે તે અર્થે હિંદુઓ પોતાના દેવને લેખે છે એમ માત્ર તેનો ભૂલ ભરેલો અર્થ ઉઠાડી હિંદુઓને અનેક દેવોમાં એટલે અનેક ખુદામાં માનતા દેખાડીએ છૈયે. પણ મહાદેવ, પરમેશ્વર, પરમાત્મા, પરબ્રહ્મ વિગેરે હિંદુ શાસ્ત્રમાં વપરાતા શબ્દોજ દેખાડી આપે છે કે તેઓ પોતાના દેવ દેવતાઓની ઉપર કોઈ **મહાન શકિત**ને સ્વિકારે છેજ. અને આપણા ધર્મમાં પણ તેમજ છે. તે જાણવા છતાં તેનો કાંઇક જુદોજ અર્થ ઉઠાડવાની તજવિજ કરી હિંદુ ધર્મને વગર કારણે વગોવવામાં આવે છે. અને તેજ પ્રમાણે વગર અભ્યાસે, વગર જાણવે, વગર તપાસે

થીઓસોફીને પણ તેમજ શીખવતી ધારી તેને પણ ખોટાં રૂપમાં મૂકી દેવામાં આવે છે.

વાઇસરૉય, ગવર્નર, કમીશનર, કલેકટર, મામલતદાર, કુલકરની, તલાટી, પટેલ વિગેરે અનેક પ્રકારના ચઢઉતર સરકારી અમલદારો ઉપરથી એમ અનુમાન ઉઠાડવું કે તેઓને માથે કોઈ સર્વોપરી રાજા નથી પણ તેઓ અનેક રાજા તરીકે સ્વતંત્રપણે અમલ ચલાવે છે એ જેટલું અક્કલ વિરૂદ્ધ છે, તેટલુંજ મૂર્ખાઇ ભરેલું ખુદાથી ઉતરતી મીનોઇ શકિતઓમાં માનનારાંઓને અનેક ખુદામાં માનનારાંઓ તરીકે ચીતારવામાં આવે, તે છે!

કેટલીક વેળાએ આપણા જોવામાં આવે છે કે અભણ ગામડીયાઓ ડીસ્ટ્રીકટના સરકારી અમલદારને 'સરકાર માબાપ' ગણી તેને એક રાજા જેટલુંજ માન આપે છે, કારણ કે તેના ઉપરી અમલદારોના સંબંધમાં તેઓ પાધરા આવી શકતા નથી, અને જો કે તેઓને કાંઇક ઝાંખો ખ્યાલ તો હોય છેજ કે તે અમલદારના ઉપરીઓ પણ હોય છે, પણ તેમની સાથે તેમને પાધરૂં કામ પડતું નહી હોવાથી તેઓ તેમને મનસે હોયેલા પણ સરખા અને નહી હોયેલા પણ સરખા, એટલે તેઓ તો પોતાના ડીસ્ટ્રીકટના અમલદારોથીજ કામ લેવાનું સમજે છે. તેજ મુજબ આ દુનિયામાં એવાં ઘણાં માણસો હોય છે કે જેઓ પોતાની બુધ્ધિના પ્રમાણમાં અનેક ઇશ્વરી શકિતઓમાંથી એકાદને પોતાના ખુદા તરીકે માની લઇ તેની સેવા પૂજા વિગેરે કરે છે, કારણ તેની પેલે પાર તેમની વિચાર શકિત પુગી શકિત નથી, તેમ છતાં તેવી કોઇ શકિતની પેલે પાર તેના કરતાં કોઈ ચઢિયાતી શકિત હોય એવો તેમને પણ કાંઇક ઝાંખો ખ્યાલ રહે છે.

આ પ્રકારે ત્યારે અનેક ચઢઉતર મીનોઇ શકિતઓની હસ્તી થીયોસોફી સ્વિકારે છે ખરી, પણ તે ઉપરથી તે અનેક ખુદામાં માનવાનું શિક્ષણ આપે છે એમ કાંઇ ઠરતું નથી. **ખુદા તો એકજ છે.**

"અનેક ઇશ્વરવાદ" નું એક બીજું કારણ એ છે કે જ્યારે ક્રીશ્ચીયન સીવાય પૂર્વ તરફના બીજા ધર્મોને "એકથી વધારે ઇશ્વર માનનારા" ચીતારવામાં યુરોપના કેટલાક મીશનરીઓ અને અભ્યાસીઓ ગુતાયલા હતા, ત્યારે તેઓએ યજદો, દેવતાઓ, વગેરેને gods (ઇશ્વરો) તરીકે ચિતાર્યા, જેઓ માટે ખરો ઇંગ્રેજી શબ્દ Intelligence s (યઝદો, દેવતાઓ અક્લો, ઇ.) હતો. આ ભૂલ લાંબો વખત ચાલુ રહી ને ભૂલ સર્વે લોકો કરવા લાગ્યાં, અને થીઓસોફીકલ લખાણોમાં પણ શરૂઆત દાખલ થઈ. થીયોસોફીના વિરોધીઓ માટે આ એક "હાંક"

## ૨૦.—થીયોસોફી મૂર્તિપૂજાને ઉત્તેજન આપતી કહેવામાં આવે છે તેનો ખુલાસો શો ?

કાંઈ પણ રૂપ રંગ આપ્યા વગર આપણું મન કશાનો વિચાર કરી શકતું નથી, કારણ કે તેને પોતાનેજ અમુક હદમાં કામ કરવું પડે છે; અને કશાની પણ હદ બાંધવી એ તેને આકાર આપવા બરાબર છે. પછી તે આકાર ગમે એ પ્રકારનો હોય અને તે હદ ગમે એટલા બોહોળા વિસ્તારમાં ફેલાઈ હોય. આપણે મૂર્તિપૂજામાં માનતા નથી એમ સાધારણ રીતે કહેવામાં આવે છે ખરૂં, અને તેથી કહેવાતા મૂર્તિપૂજકો કરતાં ચઢિયાતા હોવાનો આપણે દાવો કરીએ છૈયે એ પણ ખરૂં, પણ ફીલસૂફીની નજરે જોતાં જેઓ સધારણ રીતે મૂર્તિપૂજક ગણાય છે અને જેઓ તેમ અંકાવામાં અપમાન ભરેલું સમજે છે તેઓ વચ્ચે જે તફાવત છે તે માત્ર તેના ચઢ ઉતર પ્રકારમાંજ સમાયલો છે.

જો મૂર્તિનો અર્થ આકાર અથવા રૂપ તરીકે લેવામાં આવે તો આપણે સઘળાં કાંઈ ને કાંઈ પ્રકારે "મૂર્તિપૂજક" તો ખરાંજ! આપણે ખુદાને નિર્ગુણ, નિરાકાર વિગેરે નામથી ઓળખીએ છૈયે, પણ ખરી રીતે તો તેની વ્યાખ્યા આપવાની કોશીશ કરવાની સાથેજ આપણે તેને આપણા મનની વળાણ પ્રમાણે કાંઇને કાંઈ રૂપ આપીયે છૈયે. અને કશાંને પણ કાંઈ રૂપ આપવું, પછી તે આપણા મનની અંદર હોય કે તે આપણી બહાર ખડું કરવામાં આવ્યું હોય, તો પણ તે એક પ્રકારની મૂર્તિનાજ વર્ગમાં આવે છે. આજ કારણને લીધે ફીલસૂફીની નજરે જોતાં રૂપવાળા ખુદા ( Personal God ) માં માનવું એ વગર અર્થનું લેખવામાં આવે છે, પણ તેમ કરવાની ખરી મતલબ નહી સમજવાથી તે ફીલસુફીને "નાસ્તીકપણા" તરફ દોરવી લઈ જતી ધારી વખોડવામાં આવે છે!

કાંઈ પણ રૂપ વગર કશાનો પણ ખ્યાલ કરી શકાતો નથી એ તો દેખીતુંજ છે, અને સઘળાના મન કાંઇ એકસરખાં હોતાં નથી, એટલે આપણા મનની વળાણ પ્રમાણે દરેક બાબદના રૂપમાં તફાવત પડે છે. અને આપણા મનને અનુસરતું રૂપ આપવા વગર કોઈ પણ બાબદ આપણી ઉપર અસર કરી શકતી નથી.

એક સાધારણ અભણ ગામડીયાની અને એક ફીલસુફની મન ...ાં ઘણો તફાવત રહે છે; એટલે જેમ એક બાળકને કેળવણી ...ન' ની રૂઢી ઉપયોગી થઈ પડે છે તેમજ વૃદ્ધિના

કુદરતની પગથિયાંઓનું ખુદા તરફ ધ્યાન ખેંચવાને જેને આપણે સાધારણ રીતે "મૂર્તિપૂજા" કહીયે છૈયે તે ઘણો અગત્યનો ભાગ બજાવે છે. કેવળ એક અજ્ઞાન, અભણ માણસ આગળ નિર્ગુણ, નિરાકાર વિગેરે ઉપમાથી ખુદાનો ખ્યાલ રજુ કરવા જતાં તે તેના ખ્યાળમાં ઉતરી શકતો નથી, પણ તેના ધ્યાનમાં ઉતરે એવી રીતની કોઈ મૂર્તિ-આકાર વિગરે મારફતે તેનું તે ઉપર લક્ષ ખેંચતાં તેનો તેને કાંઇક ખ્યાલ આવવા માંડશે, અને તે પછી જેમ જેમ તેની મન શકિત ખીલતી જશે ' અને વૃદ્ધિમાં તે આગળ વધતો જશે તેમ તેમ તે મૂર્તિનો ખ્યાલ વધારે સ્વચ્છ થતો જઈ તેનો પોતાની મનોવૃતિ પ્રમાણે ટેકો લઈ ખુદા વિષેનો તેનો ખ્યાળ વધારે અને વધારે ઉંડાણ થતો જઇ છેવટે તેના મનની બાહેરના તેવા કશા પણ ટેકા વગર તે વિચાર કરી શકશે, લગભગ એક જંગલી જેવું માણસ એક મૂર્તિ અથવા એકાદ તેવી વસ્તુનેજ ખુદ ઇશ્વર તરીકે માની લેશે તો વળી તેનાથી જરા આગળ વધેલું માણસ તેમાં વ્યાપી રહેલી અથવા તે મારફતે ક્રિયા કરી રહેલી કોઇ મીનોઇ શકિતને તેમાં ભાળશે; તો વળી કોઇ તેને ઇશ્વરી શકિતઓ પ્રગટવાના અસંખ્ય બિંદુઓ માંહેલું એક લેખી કામ લેશે; તો કોઇ વળી અમૂક ક્રિયાઓથી શુદ્ધ થયલાં 'મેગ્નેટીઝમ' (magnetism)નો લાભ મેળવવા તે તરફ ખેંચાશે, તો કોઇ વળી તેને ખુદા તરફ ધ્યાન ખેંચનાર એક ચિન્હ તરીકે લઇ કામ લેશે.

આતશ સામે ઉભા રહી બંદગી કરવાની આપણે આપણી ફરજ સમજીએ છૈયે અને તે ઉપરથી બીજા ધર્મવાળાઓ આપણને "આતશ પરસ્ત" યા આતશની પૂજા કરનારાઓ તરીકે ઓળખે છે. હવે આતશની ન્યાયશ, યશ્ત વિગરે બંદગીઓ ધ્યાનમાં લેતાં આપણે કોઇ પ્રકારની આતશની આરાધના કરીએ છૈયે એ તો દેખીતુંજ છે. પણ સવાલ એ છે કે તે આતશ કયો? આપણી સામે જે આતશ બળતો જોવામાં આવે છે તે, આ દુનિયામાં જુદા જુદા પ્રકારની આતશો ક્રિયા કરી રહ્યા છે તે, અથવા તો તે સઘળાં ઉપર રાજ્ય કરતી કોઇ મહાન મીનોઇ શકિત કે આપણા ભિત્તરમાં છુપાયલા ખુદાઇ અંશ-"અહુરમઝદનો પુત્ર આતશ" કે જેને ફ્રવષિ તરીકે ઓળખવામાં આવે છે તે? અલબતાં આપણી સામે બળતા આતશની આરાધના કરવી એ એક પ્રકારની મૂર્તિપૂજા જેવી લેખાય, પણ તે આતશની પાછળ ક્રિયા કરી રહેલી કોઇ પાક

શકિતની આરાધના કરવી એ કાંઈ મૂર્તિપૂજાના વર્ગમાં આવે એમ નથી—જો કે બીજા સામા ધર્મવાળાને તેમ દેખાય એ સ્વાભાવિક છે. આ ભૂલ ભરેલો વિચાર દૂર કરવાને આપણે એમ દેખાડવાની તજવિજ કરીયે છીયે છે કે આતશ સામે ઉભા રહીને આપણે જે બંદગી કરીયે છીયે તે કાંઈ તેની પૂજા કરવાના હેતુથી નહી, પણ તેને માત્ર એક નૂરી કેબલા તરીકે લઇ તેને ખુદા તરફ આપણું ધ્યાન ખેંચનાર માત્ર એક સાધન તરીકે લેખીયે છીયે; પણ તે ક્રિયામાં આતશની આરાધના થતી ખુલ્લી દીઠામાં આવે છે. તે વેળાએ કરવામાં આવતી બંદગી અને આતશની માગવામાં આવતી મદદ અને ચહાવામાં આવતી દુવાજ તેનો પુરાવો છે. અને જો સૂર્ય, આતશ, પાણી વિગેરેને તેમની પાછલ ક્રિયા કરી રહેલી મહાન મીનોઇ શકિતઓ તરફ આપણું ધ્યાન ખેંચનાર તરીકે લેખીને અથવા તો તેમને નુરી કેબલા તરીકે માનીને આપણે કામ લેતા હોઇએ, તો બીજાઓ પણ તેજ પ્રમાણે તેવી કોઈ મૂર્તિ અથવા તો વસ્તુને તે રૂપે લેતા કાં નહી હોય? તો પછી આપણે જે કાંઇ કરીએ તેજ માત્ર ખરૂં અને બીજાઓ તેજ પ્રમાણે બીજે કોઇ રૂપે કરતા હોય તે ખોટું એમ માની લેવામાં કાંઇ નહી તો સમજ શકિતની ખામી અને ઠાલી અભિમાન દીઠામાં આવે છે.

મૂર્તિ પૂજાના સંબંધમાં ઇસલામી ધર્મવાળાઓને અતીશય વાંધો છે તે એટલે સુધી કે કોઇનુ ચિત્ર અથવા તો છબી વટીક પોતાને ત્યાં રાખવું એ ગુનાહ ભરેલું લેખાય છે. તે છતાં આપણે જોઇયે છીયે કે તેઓને પણ કુરાન માંહેલા પવિત્ર ફકરાઓના ઉતારાઓ અને કરબલા વિગેરેના ચિત્રો વગર ચાલતું નથી. તેમજ વળી સીખ ધર્મના સ્થાપકોએ પોતાના ધર્મ સ્થળો વિગેરેમાંથી મૂર્તિઓ દૂર કરવાનું વાજબી જોયું ત્યારે તેમની જગ્યા તેમના ધર્મ પુસ્તક "ગ્રંથ સાહેબ" કે જેની તરફ આ લોકો અતી ભકિતભાવથી જોય છે, તેણે લીધેલી દીઠામાં આવે છે.

આ ઉપરથી ત્યારે આપણે જોઈ શકીએ છીયે કે દુનિયાના અતી ઘણા મોટા ભાગને ખુદાને પીછાનવા માટે કોઇ પ્રકારની મૂર્તિ, વસ્તુ અથવા કેબલાના ટેકાની જરૂર રહે છેજ, તો પછી આવી એક સામાન્ય જરૂરી બાબદ ખોટી તો હોઇ શકેજ નહી. એટલે મૂર્તિ પૂજામાં સમાયલા ~ ...ી સમજ આપી, તે કયા પ્રકારે કેટલા પ્રમાણમાં કોણને અને કયાં ...છે, તેનો ખુલાસો કરી તેની અગત્ય થીઓસોફી સ્વિકારે

એતો દેખીતુજ છે. પણ તે કયા અર્થે લેવી, તેનો કેવો અને કેટલો ઉપયોગ કરવો તે સઘળુ તો તેની મદદ લેનારની બુધ્ધિ, પ્રકૃતિ વિગેરે ઉપર આધાર રાખે છે. અને તેના પ્રમાણમાં તેનો ટેકો લઇ તે આગળ વધી શકે છે.



## ૨૧.—થીયોસોફીમાં બંદગીની અગત્યના સ્વિકારવામાં આવતી નથી એમ માનવાનું કારણ શું ?

સાધારણ રીતે આપણે એવા ઘણાક શબ્દોનો ઉપયોગ કરીએ છીયે કે જેના ખરા અર્થનો આપણને ભાગ્યેજ ખ્યાલ હોય છે. અને તે વાપરનારની સમજ પ્રમાણે તે જુદા જુદા અર્થે વપરાય છે. આવાજ કાંઇ પ્રકારે "બંદગી" શબ્દ વપરાતો અને તે કારણે તેના સંબંધમાં ઘણો ગુચવાડો ઉભો થતો દીઠામાં આવે છે.

હાલમાં વપરાતી બંધ પડેલી કોઇ પુરાણી ભાષામાં લખાયલાં ધર્મ પુસ્તકોના લખાણોના અમુક ભાગને તેની મતલબ અથવા અર્થ સમજ્યા વગર, માત્ર જેમ ગમે એમ વાંચી અથવા મોંઢે બબડી જવામાં કેટલાકો બંદગી કીધેલી માની લે છે; તો વળી કોઈ તે ક્રિયાને બંદગી તરીકે ન લેખતાં કોઇ ચાલુ ભાષામાં જોડી કહાડેલી અમુક પ્રકારની ખુદાની પ્રાર્થના વિગેરેને બંદગી તરીકે લેખી માત્ર તેજ અમલમાં મુકવાની ભલામણ કરે છે; તો વળી કોઇ એ સઘળું નકામું ધારી માત્ર પોતાની ફરજ બજાવ્યા જવામાં બંદગીની મતલબ સમાઈ ગયેલી માને છે: તો વળી કોઇ ભલાં અને પરમાર્થી કામોનેજ બંદગી તરીકે ગણી લે છે.

કોઈ પોતાના ગુનાહોની માફી ચહાવા માટે બંદગી જરૂરની ધારે છે; તો કોઇ પોતાની આજીજીથી ખુદાને પીગળાવી અથવા તો તેના ગુણો ગાઇ તેને ખુશી કરી પોતાની કાંઇ મતલબ કહાડી લેવા માટે બંદગીની જરૂર પીછાને છે. તો કોઈ વળી તેને પોતના પુન્યમાં વધારો કરવાનું એક સાધણ ગણે છે, તો વળી કોઈ પોતાના હરીફો અથવા દુશમનો ઉપર ફાવવા માટે શકત અને મદદ મેળવવા કાજે તેનો આધાર લે છે; તો વળી કોઈ તેને પોતાના શરીરોની શુધ્ધતા અને મનની શકિત મેળવવાનું તે સાધન લેખે છે; તો વળી કોઈ પોતાના ચિત્તને પો–

કરનારના ચિત્ત સાથે એકસાન કરવાનું તે ...

આ પ્રમાણે બંદગીના અનેક પ્રકારો છે અને તે જુદા જુદા સંજોગો અનુસાર તેના ઉપયોગ કરનારની વૃધ્ધિ અને પ્રકૃતિ પ્રમાણે જરૂરના છે. પણ બંદગીનો ઉચ તબકકો તો ઇશ્વરની ભકિત કરવામાં અહુરમજદના ખુશનુદીના કામમાં કાંઇક હીસ્સો આપવામાં એટલે કે તેની મહાન દીન તેના મુકરર કીધેલા કાયદાઓ અનુસાર ચાલી તેની સેવા કરી તેના હમશરીક થવાને લાયક થવાની કોશીશ કરવામાં તેનામાં આપણું ચિત્ત પોરવવામાં સમાયલો છે, એટલે જેઓ બદગીનો આવો ઉંચ ખ્યાલ ધરાવતા હોય તેઓ જેને સાધારણ રીતે બંદગી તરીકે લેખે છે તેને વર્ગમાં મૂકવા ના પાડતા હોય, તો તે ઉપરથી તેઓ બંદગીની અગત્યત સ્વિકારતા નથી એમ કાંઇ ઠરતું નથી. થીયેસોફીમાં બંદગી અગત્યની જગ્યા રોકે છે, પણ તે તેના જુદા જુદા વર્ગો પાડતી હોવાથી તેના સંબંધમાં ભૂલ ભરેલો ખ્યાલ ફેલાયલો દીઠામાં આવે છે.



# વૈરાગ

જરથોસ્તીઓ માટે ધર્મ તથા સંસારને લગતું એકલું માસિક ચોપાન્યું.

[ સ્થાપ્યું સન ૧૯૦૦. ]

આ ચોપાન્યું વેદાન્ત, સુફીઝમ, થીઓસોફી, આત્મજ્ઞાન, આજની વિ
અને પશ્ચિમની ફીલસુફીની મદદથી જરથોસ્તી ધર્મ ઉપર રોશની
ફેલાવે છે.

**તે ઉપરાંત**

સઘળી વૃદ્ધિઆત્મક ( Progressive ) હીલચાલો જેવી કે સાઇકોલોજી, મેગ્નેટીજમ, ઍન્ટી-વૅકસીનેશન, એન્ટી-વીવીસેકશન, જીવદયા, વેજીટેરિયનીજમ,' વગેરેની હિમાયત કરે છે.

**કોઇ પણ પક્ષના**

સંકોચાયલા આચાર વિચારોથી હદ બાંધવાને બદલે જરથોસ્તી ધર્મની મૂળ નેમ ધ્યાનમાં રાખી

**તેનો વિસ્તાર વિશાળ અને બહોળો રાખવામાં આવ્યો છે.**

સેંકડો સંતોષના ઉદગારો નિરંતર આવતા રહે છે.

**લવાજમ—વર્ષના રૂ ૩, હિંદી પોસ્ટેજ સાથે; દર્યા માર્ગે રૂ ૪; આંગ ઉપર લેવામાં આવે છે.**

**ઑફીસ—વાઘરેચ, બીલીમોરા પોસ્ટ.**